# "કાવ્યામૃત."

લેખક,

રા. શિવાભાઈ સામળભાઈ અમીન—વસો.

સિદ્ધાન્તી.

પ્રકાશક

રા. તાપીશંકર નાથાભાઈ જોશી.

છોટાઉદેપુર.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૧ સને ૧૯૧૫

મૂલ્ય રૂ. ૦–૮–૦ પાકા પૂઠાના
પોસ્ટેજ જુદું રૂ. ૦–૪–૦ વધારે.

This poem is dedicated to Sardar sir Chinubhai Madhavbhai C. I. E. Bart.

## વીર પુજા.

### ભૈરવી ત્રીતાલ ત્રૈકચાલ.

અય ભારત રત્ન મહાનર હો!
તમ જીવનથી હિંદ હર્ષે અહો!
નિશદિન રટે સખે! "જીવો ઘણું,"
નિજ દેશનું ગૌરવ વાધે ઘણું.

તમ જીવનમાં દીલદાર વસે,
તમ આત્મથકી રમણી હસશે;
તમને જોઇ વ્યાકુળ દીનો બધા,
હસશે, રમશે, દુઃખ ટાળી સદા.

તમે સાત્વિક વૃત્તિ થકી વિચરી,
કરો કર્મ, નહીં કર્મ ફળ ચહી;
તમ જીવન છે કર્મ યોગી તણું,
કયમ પછી ચહે નહીં "જીવો ઘણું?"

તેથી ઉર થકી હિંદ સ્તુતિ કરે–
"વાધી કીર્તિ અનેરી જગે ઝળકે"
"સુધારસ થકી હૃદય ઝળકો"
"અય! ભારત રત્ન મહાનર હો!"–

સિદ્ધાન્તી.

# અર્પણપત્રિકા.

ભારતભૂષણ ઓ. સરદારસર ચીનુભાઈ
માધવભાઇ સાહેબ બહાદુરની
પવિત્ર સેવામાં.

નમસ્તે !

સવિનય નિવેદન જે આપ રાજા અને પ્રજા ઉભયમાં
આપના અનુપમ ગુણોવડે દેશોન્નતિના કાર્યમાં
નામાંકિત થયા છો, કેળવણીમાં ઉત્સાહભર્યો ભાગ
લેઇ ગુર્જર સાહિત્યને ખીલાવવા અપ્રતિમ
સ્નેહ ધરાવો છો, વેપાર-ઉદ્યોગમાં અગ્ર-
ગણ્ય હોઇ દેશની આર્થીક સ્થિતિને
સુધારવા અહર્નિશ પ્રયત્ન આદરોછો,
તેમજ ગરીબ અને નિરાધારોને
દ્રવિત હૃદયથી પ્રત્યેક સમય
મદદ કરો છો-ઇત્યાદિ
અનેક ગુણોથી આકર્ષાઇ
આ બાલ કવિનું
ન્હાનકું પણ
મનોહર પુષ્પ
આપનેજ અ-
ર્પણ કરી કૃત
કૃત્ય થાઉં
છું. એજ

હું છું
આપનો ભવદીય,
તાપીશંકર નાથાભાઈ જોશી.
છોટાઉદેપુર-જેલપર.

# પ્રસ્તાવના.

આ ન્હાનકડા પુસ્તકની પ્રસ્તાવના લખતા પહેલાં જાણવું જોઇએ કે કવિની બાલ્યાવસ્થામાં અર્થાત્ ૨૦ વર્ષની અપરિપક્વ વયમાં, ગુર્જર સાહિત્યને ખીલવવા માટેની તેમની અભિરૂચી, અને તે પણ નહીં કે અંગ્રેજી સાહિત્યનું અનુકરણ કરવાથી-કિન્તુ પ્રાચીન પુસ્તકો જેવાં કે ઉપનિષદો, દર્શનો અને ગીતાજી તેમજ રામાયણ અને મહાભારત જેવાં ભારતનું ગૌરવ વધારતાં પુસ્તકોનું તત્વજ્ઞાન સરલ અને સુંદર ભાષામાં લખવું એ શું આશ્ચર્યજનક અને આનંદજનક નથી કે ? વળી, સંસ્કૃત ભાષાના તે અનુરાગી હોવાથી ઘણુંખરૂં સંસ્કૃત રાગમાંજ લખેલું છે.

તત્વજ્ઞાન જેવા શુષ્ક વિષયને પદ્યમાં અને તે પણ કુદરતનાં દૃષ્ટાંતો આપી કુદરત અને ઇશ્વરીય કૃત્યની એકતા દર્શાવવા ત્હેમણે અપ્રતિમ પ્રયાસ કર્યો છે. " કર્મમાંજ ત્હારો અધિકાર છે નહીં કે ફલમાં " એમ દર્શાવી, નિષ્કામ કર્મ તરફ પ્રેરવા પ્રયત્ન કર્યો છે, એટલુંજ નહીં કિન્તુ જ્ઞાન, કર્મ અને ઉપાસના એ ત્રણેયના સેવનથી, અમૂલ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેમજ ઇશ્વર સુખ-દુઃખનો કર્તા નથી. કિન્તુ માત્ર ફલ અર્પનાર છે, ઇત્યાદિ ગુહ્ય રહસ્યો કેટલીએક જગે ઉપદેશથી, અને કંઇ એક જગે વાર્તાથી સિદ્ધ કરી સમજાવે છે, ત્હેમણે ભગવદ્‌ગીતાનું સમશ્લોકી ભાષાંતર, ભાષ્ય અને ટીકટ સમેત કાંઇક જુદીજ ઢબથી કરેલું છે, પરંતુ હાલની લ્હડાઇને લીધે અનિવાર્ય અગવડતાને આધીન થઇ, બહાર પાડી શકયા નથી. પરંતુ આ પુસ્તકમાં ઉક્તગીતાના ત્રીજા પટકનું સમશ્લોકી ભાષાંતર આપેલું છે-જેને વાંચતાંજ ગુર્જર સાહિત્ય સેવકો, કવિનું બાલ્યાવસ્થાનું કાર્ય જોતાં, આનંદ પામશે, અને યદિ ત્હેમની ખીલતી બુદ્ધિને યોગ્ય ખોરાક અને મદદ આપવામાં આવશે અને સાહિત્યસેવા કરવામાં, ત્હેમનો ઉત્સાહ વધારવામાં આવશે તો સંભવીત છે કે આગળ જતાં તેઓ અનુપમ કાર્ય કરી, ગુર્જરી વાડીને મનોહર પુષ્પોથી ખીલાવવા યથાશક્તિ પ્રયાસ કરશે. રા. રા. નવલરામ લખે છે તેમ કવિનું જીગર મહેચ્છાથી તો ભરપુર છે, પરંતુ સાધનવિના તે દિપક-બુઝાય નહીં તેજ સાચવવાનું છે.

કવિતાઓમાં અનેક દોષો છે અને હશે, પરંતુ to erris human અર્થાત્ મનુષ્ય સમ્પૂર્ણ નથી જ. અને તેમના આ કાચી વયના પ્રથમ પ્રયાસમાં ભૂલો-( ગંભીર ભૂલો પણ ) થાય તે અસંભવીત નથી; માત્ર એટલુંજ જોવું જોઇએ કે હેમનું જીગર કેવા-ભાવોથી ભરપૂર છે.

વધુ પ્રસ્તાવના નહીં કરતાં માત્ર જનસમુહની આગળ જ આ પુસ્તક રજુ કરૂં છું અને આશા છે કે દોષો તરફ લક્ષ્ય નહીં આપતાં માત્ર હંસવૃત્તિનું અનુકરણ કરશો. એજ

લી. ભવદીય,

તાપીશંકર નાથાભાઇ જોશી.

છોટાઉદેપુર.

# અનુક્રમણીકા.

# કાવ્યામૃત.

માઢ—

મ્હારી માનવંતી ગુજરાત હો !
તુજ ખોળામાં ઉછર્યો હું બાળ.

દેવી ત્હારી દુર્દશા જોઇ કંપી ઉઠે મુજ ગાત્ર,
તુજ સંતાનો જોઈ રહેછે, ધિક પડયો અવતાર રે—મ્હારી.

તુજ જવાહીર ક્યાં ગયું રે, આ શું ચીથરે હાલ,
વ્હાલી માતા તુજ દુઃખ જોતાં કંપે છે મુજ ગાત્ર રે—મ્હારે.

ક્યાં ગઇ પાટણની સૌ ખુબી ? ક્યાં છે સિદ્ધપુર શહેર !
કાચુ સોનું અર્પાતુ ત્યાં આ શું ઉજડ રેન રે— મ્હારી.

દેવી ત્હારાં બાળક ઉપર લેશ મળે નહીં નુર,
આજ મળે નહીં કુટી બદામો, જ્યાં મળતાં કોહીનૂર રે—મ્હારી.

માતા ત્હોયે લેશ ડરો નહીં, દુઃખ પછી છે સુખ,
એક દિન એવો આવશે, જ્યારે* ગર્જીશુ સુખપુર રે—મ્હારી.

બાળક ત્હારાં રોતાં દેખી, ધિરજ અર્પો માત !
પ્રાચીન ખુબી દર્શાવીને ઉઠાડો તુજ બાળ રે—મ્હારી.

નબળાં ત્હોયે બાળક ત્હારાં, કરશો ના કાંઇ રીસ,
ભૂલેલાને બતલાવો, નિજ રસ્તો દઇ આશિષ રે—મ્હારી.

ગાંડાં ત્હોયે બાળક ત્હારાં, તું પર છે બહુ વ્હાલ,
ગાંડાં, ગાંડાં, પણ તુજ માટે ત્યજશે વ્હાલા પ્રાણ રે—મ્હારી.

---

* વૈદિક કર્મોને જાણીને તે પ્રમાણે આચરણ કરી કર્મોથીજ દુનિઆને ચકિત કરીશું.

गजल-भैरवी—

પાપીઓની જાતપર "ધિક્કાર" વર્ષાવો નહીં,
ભૂલા પડેલા ભ્રાતપર "ધિક્કાર" વર્ષાવો નહીં.
દુનિઆ નથી ફોગટ રચી કિં, ઉર્ધ્વ સૌનો માર્ગ છે;
એ માર્ગમાં ભૂલા પડયા ત્યાં "રોષ" વર્ષાવો નહીં.–પાપીઓ.

કો જીવ પાપી છે નહીં–અજ્ઞાનથી પાપો કરે,
અજ્ઞાનથી પાપો કરે ત્યાં–"રોષ" વર્ષાવો નહીં.–પાપીઓ.

અલ્પજ્ઞ જીવો પાપમાં પણ સુખ ભુલે જો જુએ,
એ ભૂલથી ભૂલા પડયા ત્યાં, "રોષ" વર્ષાવો નહીં.–પાપી.

ભૂલા પડેલા જીવને, નિજ શુભ પંથ બતાવજો,
એ પંથને જુએ નહીં પણ "ધિક્ક" વર્ષાવો નહીં.–પાપી.

જીવના શત્રુ નહીં પણ પાપના શત્રુ બનો,
એ પાપ માટે જીવપર "ધિક્કાર" વર્ષાવો નહીં.–પાપી.

પાપીઓનો પાપ માટે નાશ કરવો છો પડે,–
પણ પાપીઓની જાતપર "ધિક્કાર" વર્ષાવો નહીં.–પાપી.

---

## "સુખ દુઃખનો કર્ત્તા પ્રભુ નથી."

मन्दाक्रान्ता—

ધુ ધુ ધુ ધુ રવતી સરિતા શાંત ચિત્તે વહે છે,
મીઠી લ્હેરો અનિલની વળી ઓર આનંદ અર્પે;
કો પંખીઓ મધુર ગીતડાં વ્હાલથી બોલતાં,ને,
પ્રેમી જોડાં વલવલી મળ્યાં ચક્રવાકી તણાંયે. ૧

ઉષા દેવી કરગરી કહે ભાગજે રાત્રિ રાણી,
વ્હાલા પિતા મમ જીવનના સૈન્ય સાથે અહીં છે;
સંતાયા ત્યાં ડરકણુ બધા તારલાઓ ધરૂજી,
કો યોદ્ધાઓ નિડર થઈને ત્હોય ઉભા રહ્યા છે. ૨

છો ઉભા તે પણ નહીં ટકે સૂર્યના સૈન્ય આગે,
વ્હેલા મોડા જરૂર વળશે સૂર્યના મારથી એ;
લોકો જાગ્યા ખળભળી ઉઠયા, ધ્યાનમાં ચિત્ત પ્રેર્યાં,
વ્હાલા પિતા પ્રભુ યશતણાં ગાન ચાલ્યાં અહા કૈં. ૩

અંધારાનું ધપતું ધપતું રાજ્ય ચાલી ગયું જ્યાં,
આનંદોની વિમલ ઘડીએ જગ્ત ડુબી ગયું ત્યાં;
આહા! આવી વિમલ ઘડીએ ચીસ આ કારમી શી?
રે! રે! શાને સુખ નવ મળે એકલું પૃથ્વીમાં આ. ૪

આંબો મીઠો મધુર ફૂલનો–વાસ મીઠી મળે ના,
મીઠી વાસે જરૂર મળતાં ફળ મીઠાં અરે ના;
માતા પ્યારી કુદરત કરે પક્ષ ના કોઈ માટે,
ત્હોયે શાને સુખ નવ મળે ઢુંઢતાં, પૃથ્વીમાં આ. ૫

**वसंततिलका—**

આવા વિચાર કરતાં મન દુઃખ પામ્યું,
હું ત્યાં ગયો હ્રદય ભેદતી ચીસ શુણી;
રે ભાઇ! ભાઇ! રડવું નવ આમ છાજે?
શાને રડે રૂદનનો પણ અર્થ હોશે? ૬

શું મૃત્યુનો સખત ઘાવ પડયોજ સ્હેવો?
કે પ્રેમનો મધુર સ્વાદ મળી શકયો ના?
આ જગ્તનું ધન અરે! તુજ નાશ પામ્યું?
કે જગ્તની કઠણ જાળ મહીં પડયો તું? ૭

**मन्दाक्रान्ता—**

બોલ્યો ના એ પણ હ્રદયમાં ઉર્મીઓ કૈં કુદન્તી,
ઉંડા નાંખે કૈં હ્રદયથી ઉષ્ણ નિશ્વાસ ભારે;
તાકી તાકી મમ ભણી જુએ, ત્હોય બોલી શકે ના,
ત્હોયે તેનું જીગર મથતું કાંઈ કહેવા અરેરે! ૮

એવામાં ત્યાં, અહહ! ભપકયો પૂર્વમાં સૂર્ય કેવો!
ને પંખીઓ તરૂ ઉપરથી હર્ષથી બ્હાર આવ્યાં;
આવી વેળા ક્રુર હૃદયનો પારધી દોડતો કો,
ખેંચી તેનું કઠણ તીર હા! પંખી કો બ્હાલ કીધું. ૯

તે હૈયામાં ધુંધવતો હતો અગ્નિ અત્યાર સુધી,
પારાધીના ક્રુર હૃદયથી ભભ્કી ઉઠયો અરે હા!
રોતા હૈયે નરમ બનતાં ક્રોધની જ્વાલ ફેંકી,
જે દેખીને ક્રુર હૃદયનો પારધી કંપી ઉઠયો. ૧૦

બોલી ઉઠયો "અરર! પ્રભુની રીત આ કારમી શી?"
"સુખીને તે અરર! ડસતો સુખની ડાળ કાપી;"
"સુખોમાંહી જરૂર છૂપતાં દુ:ખ ઉંડાંજ ભાસે,"
"આ સૃષ્ટિમાં કદિ નવ મળે સુખ શોધ્યાં અરેરે." ૧૧

ત્યાંથી થોભી મુજ ભણી વળ્યો શોકમાં ગર્ક થાતો,
થોડીવારે નિમિષ પટકી બોલીઓ તે મુખેથી;
"રે ભાઇ! શું મમ જીગરને જાણવા તું મથે છે?"
"રે ભાઇ! શું મમ જીગરનાં દુ:ખ જોવા મથે છે?" ૧૨

"સુખી લોકો ગરીબ દુ:ખની વાત જાણી શકે ના,"
"સુખી લોકો નિરસ કથની દુ:ખની શુણતા ના;"
"ભોળા ત્હારા હૃદય મહીંતો સુખની ઉર્મી દોડે,"
"તો તેથી શું મમ હૃદયનાં દુ:ખ જાણી શકે તું?" ૧૩

મ્હારૂં હૈયું તરત પીગળ્યું વાત આવીજ શુણી,
તે હૈયાનાં દરદ શુણવા વાતમાં વાત માંડી;
"રે! રે! બાપુ! તુજ દરદનાં મૂળ કાપી શકું ના,"
"ત્હોયે દુ:ખી દરદ દીલની વાતથી કૈં વિસામે." ૧૪

જોયું ત્હેણે મુજ ભણી ફરી કાંઈ તાકીજ જોયું,
ને અન્તે હા! દીલ દરદની વાત કહેવાજ માંડી;
તે હૈયાનાં અરર છૂપતાં અ લોહી શકયો ના,
ત્હોયે તેણે અરર દીલની વાત કહેવાજ માંડી. ૧૫

**શાર્દુલ વિક્રીડિત**—

રે રે ! દૈવ તણી પ્રચંડ ગતિશી ના થોભતો એ જરી,
થોડા વર્ષ પરે અરે ! જગતમાં દુર્ભિક્ષ મેલ્યો વળી,
લોકોની બુમરાણથી જગતમાં શાંતિ મળે ના જરી,
લાખોનો વળી જાય ઘાણ પડ્યે દુર્ભિક્ષ હતો મહીં. ૧૬

**મન્દાક્રાન્ત**—

કો પંખીઓ તડફડી મરે વારિ ક્યાં એ મળે ના,
લાખો પ્રાણી અહીં તહીં ભમે ઘાસ પાણી વિના હા !
રે ! સંસારી જન હૃદયનો પ્રેમી ઉડી ગયો કૈં-
વ્હાલાંઓની તરફ ફરતાં ક્રુર દૃષ્ટિ કરે કંઇ. ૧૭

શ્રીમંતોને, ગરીબ સઉને દુ:ખ સરખું હતું એ,
લાખોમાંથી જુજ ઘર બચ્યાં ક્રુર પંઝા તળેથી;
રે ! રે ! ત્હોયે ક્રુર હૃદયનો દૈવ ઝંપે જરી ના,
કોલેરાનો મુખ વિકસનો ખ્હાડ ફાટ્યો વળી હા ! ૧૮

**શાર્દુલ વિક્રીડિત**—

લાખોના ગભરાટમાં ગરીબડાં જીવી શકે ક્યાંયથી ?
શ્રીમંતો પણ હાય ! રોગ ભયથી નાશી શકે ક્યાંગથી ?
રે રે ! મુજ શ્રીમંત તાત મુજને બાલક મેલી ગયા,-
ને માતા મુજ ભાગ્યના બળવડે જીવી અહા ! પાળવા. ૧૯

**વસંતતિલકા**.—

થોડાંક વર્ષ પછી શાન્તિ મહીંજ ચાલ્યાં,
ને કાલના ગહનથી દુ:ખ સર્વ ભૂલ્યાં;
પણ કાલના સ્મરણથી કંપી ઉઠે સૌ,
ને અશ્રુની તરત ત્યાં નદીઓજ વ્હેતી. ૨૦

હુંમાં હૃદય દુ:ખડાં ન્હોતાં જરાએ,
કાલે કરી જગતમાં પણ શાન્તિ વ્યાપી;
મ્હારૂંય લગ્ન થયું ને સુખીયો થયો ને,
એવા અનેક દિન કૈં સુખમાંજ ચાલ્યા. ૨૧

રે! કાલચક્ર ઘડી શાન્ત રહે જરી ના,
સુખો પછી દુઃખદ વાદળી દોડી આવે;
થોડાક કાલ પર હું સમીસાંજ વેળા,
ધીમે ગયો ધડકતો મમ પ્રિય પાસે. ૨૨

સૂતી હતી હૃદય સ્નેહની પૂતળી એ,
સ્વપ્નો મહીં પડી હશે કંઇ એમ લાગ્યું;
રે! ઉંઘમાં ખલલ ના કરવી ઘટે હા!
ને ગૃહબ્હાર ફરવા નવ જીવ ચાલ્યો, ૨૩

ઉભો રહ્યો વિમસતો નિજ સામું જોઇ,
ત્યાં ઓષ્ઠમાં ફફડતા કંઇ શબ્દ ચાલ્યા;
"રે! નાથ! નાથ! મમ બાલક સામું જોજો,"
"હું તો હવે પ્રભુ કને વસવાજ ચાલી. ૨૪

બોલી ન બોલ બહુધા તહીં ભાન ભૂલ્યો,
ને સ્વપ્નમાં રમતી સુંદરી ચુંબી લીધી;
જાગી અને સજલ નેત્રથી જોતી વ્હાલી,
કંઠે વળી વળગતી, વધુ વ્હાલ દાખી. ૨૫

બોલી શક્યો નહી જરી,—પણ બોલી પ્યારી,
"રે નાથ શું વિમસતા? મમ સમ કહોને;"
મ્હારા હૃદય મહીં તર્ક અનેક ચાલ્યા,
ને અશ્રુથી હૃદયનો સહુ ભાવ કીધો. ૨૬

આખર સ્વપ્ન તણી વાત કહીજ દીધી,
ને બોલ હું વધુ ન બોલી શક્યો વળી, હા!
મ્હારી પ્રિયા હૃદયની પૂતળી હતી ને,
ધીમાશથી હૃદયમાં જલસીંચ કીધું. ૨૭

થોડી પળો વહી તહાં મમ પ્રિય ચાલી,
ને શોકમાં વરસ કાલ વહી ગયો ને;

રે ! ભાઇ ! દુઃખ દુઃખીને નવ છોડતું કેં,
વિશ્રામની પળ અરે ! પણ આપતું ના. ૨૮

રે ! ગૃહમાંય દિન એક સમે સૂતાં'તાં,
ને બાલુડું મમ માત કનેજ પોઢયું;
ત્યાં ગૃહમાંહી ભડકો નવ જાણું ક્યાંથી,
ઉઠયો, અને સળગતું ઘર ઘેરી લીધું. ૨૯

રે ! દૈવના પ્રબળ કોપ તળેજ પોઢયાં,
મમ માતને હૃદય એકજ બાલુડું હા !
કો માનવી સળગતું ઘર જોઈ દોડયો,
ને લોકની ઠઠ મળી તહીં બુમરાણે. ૩૦

કો માનવી તરત ત્યાં ગૃહમાંજ પેઠો,
ને ત્યાં મ્હને તરત બ્હાર ઘસેડી ચાલ્યો;
બેભાનમાં ખબર ના મુજને હતી કેં,
ને માત બાલ તણી વાત શુણી શકુ ના. ૩૧

દુર્ભિક્ષના વખતમાં નવ નાશ પામ્યું,
તે ગૃહની દુર્દશા થઈ આમ ભાઇ !
જે સુખ માટ દુનિયા ભમતી ફરે છે,
તે સુખ માટ દુનિયા લથડી પડે છે. ૩૨

રે ! માસ એકજ થયો ભમતો ફરૂંછું,
ને શાંતિ ક્યાંહી મળવા રખડી મરૂંછું;
પણ દુઃખના દબદબા ઝટ દોડી આવે,
વિશ્રામની પળ અરે ! પણ ના મળે કેં. ૩૩

ને માસ આમ ભમતાં મુજ હાલ આવા,
દુઃખી બધા-દુઃખ કહે કહીં ઠાલવું હું;
સંસારમાંથી સુખીઆં ઝટ નાશ પામે,
ને શુષ્ક માટ પણ કાલ થતોજ લાંબો. ૩૪

શું આમ ન્યાય પ્રભુને કરવો ઘટે કે,
દુઃખી પરે દુઃખદ વાદળી મેલતો એ;
ભૂલો બહુ થતી હશે અમ બાલકોથી,
પણ ન્યાય શું સખત દંડ મહીંજ હોશે? ૩૫

ને ઈશને, જગત "નાથ–દયાળુ" કહે છે,
પણ સખ્ત દંડ કરનાર દયાળુ શાનો?
દુર્ભિક્ષને સખત રોગ મહીં સડેલાં,
સૃષ્ટીતણાં સરવ જન હશેજ ભૂંડાં? ૩૬

**अनुष्टुप्—**

બોલતામાં વહ્યાં અશ્રુ જોયું તાકી મમ ભણી;
જાણે એ પૂછતો મુને સમજાવા કૈં પ્રશ્નને. ૩૭

**मन्दाक्रान्ता—**

શી રીતે હું દુઃખી હૃદયનાં અશ્રુ ખાળી શકું રે!
શી રીતે હું દુઃખી જન તણાં દુઃખ ટાળી શકું રે!
ના જાણું હું કયમ કરી હવે શાન્તિ અર્પુંજ ત્હેને,
ને ના જાણું કયમ કરી હવે શાન્તિ તે પામશે રે! ૩૮

લોકો કે'છે સુખ પછી દુઃખો દોડતાં દોડી આવે,
શાને ના તે પણ કહી શકે સુખ છે દુઃખ પાખે?
આ સંસારે દિન પછી મળે રાત્રિ ને દિન પાછાં,
એવી રીતે જન હૃદયનાં દુઃખનો અંત તો છે. ૩૯

**वसंततिलका—**

રે! આમ વાત કરતાં નવનો ટકોરો,
ત્યાં તો થયો, અને અમ્હે નવ જાણીયું તે;
ત્યાં દૃષ્ટિમાં તરત કો અવધૂત આવ્યો,
સ્નાનાદિ કર્મ કરીને ફરતો હતો તે. ૪૦

**मन्दाक्रान्ता—**

ધીમે ધીમે અમ ભણી વળ્યો સ્હેજ ઉભો રહ્યોને,
ના બોલે કૈં પણ હૃદયમાં ओ३म् ઉચ્ચારતો એ;

તે હૈયામાં અમીરસ હતો સ્નેહ વૈરાગ્યનો કૈં,
ને તે હૈયે સુખ દુઃખ તણી સ્હેજ ઝાંખી હતી ના. ૪૧

આવી ઉભો અમ ભણી વળ્યો અશ્રુ લ્હુપાં નિહાળી,
થોડી વારે નિમિષ પટકી બોલીયો તે મુખેથી;
રે! ઓ ભાઈ! તમ હૃદયની ઘાત શાને કરો છો?
રે! ઓ ભાઈ! તમ જીગરમાં દુઃખ શાને ભરો છો? ૪૨

वसंततिलका—

મ્હેં વાતમાં સરવ વાત કહીજ દીધી,
પણ દુઃખનો પરમ અન્ત મળ્યો હશે શુ?
થોડીક વાર તહીં શાન્ત અમ્હે રહ્યા'ને,
ત્યાં યોગીએ ઘડીક ધ્યાન કરીજ લીધું. ૪૩

ને આખરે તરત ત્યાં અવધૂત બોલ્યો,
રે! સાંભળો જગત દુઃખ મહીં પડેલા;
રે! ભાઈ! જગ્ત મહીં નાશ નથી થતું કૈં,
પણ જગ્ત હા! વખતના પલટા સહેતું. ૪૪

જે સ્થુલ દ્રવ્ય નયને પડતાં હશે તે,
કો કાલ સ્થુલ મટી સુક્ષ્મ થશે વળી હા!
તે ફેરને જગત સૌ છો નાશ કહેતું,
એ ફેરના ક્રમણથી કયમ દુઃખી થાવું? ૪૫

આ બર્ફ ઢગ જલરૂપ થશેજ કાલે,
પણ બર્ફ રંગ જલમાં નવ ભાસશે હા!
એ જલનાય પણ ભાગ થઈ થઇને,
કાલે કરી જરૂર બાષ્પ થશે અરે! હા! ૪૬

એ બાષ્પનાય પણ ભાગ થઈ થઇને,
પરમાણુ એ સરવનું અંતિમ ફલ છે;
પરમાણુંનું જગત દૃશ્ય બની રહ્યું છે,
ને દૃશ્ય જગ્ત પરમાણું થઈ જશે હા! ૪૭

એ જગ્ત માટ નવ શોક ઘટેજ ભાઈ!
એ જગ્ત માટ નવ મોહ ઘટેજ ભાઈ!
સંસારમાંથી સમસાર ઘટેજ લેવો,
ને ત્યાજ્યને ગ્રહણ ના કરવું ઘટે કૈં. ૪૮

ત્હોયે કદિ જગતને તમ આત્મ ઇચ્છે,
એ જગ્ત માટ પણ શોક ઘટે ન ભાઈ!
અચિરસ્થાયી જડ ના કદિ સુખ અર્પે,
એ સુખ માટ નત્ર મોહ ઘટેજ ભાઇ! ૪૯

અચિર સ્થાયી જડનું સુખ જાણ તેવું,
એ સુખ માટ પછી શોક ઘટે ન ભાઇ!
રે જડ દ્રવ્ય મહીં સુખ નથી રહેલું,
પણ દ્રવ્યને સુખદ સાધન જાણજે હા! ૫૦

ને માનવી જીરણ વસ્ત્ર ત્યજી દઇને,
નૂતન વસ્ત્ર ગ્રહતાં દુ:ખ ના મને છે;
ત્યમ આત્મ જીર્ણ શરીરો ફેંકીજ દેતાં,
નૂતન દેહ ગ્રહતાં ક્યમ દુ:ખ માને? ૫૧

મૃત્યુ વડે નથી થતું કંઈ નાશ ભાઇ!
પણ મૃત્યુ છે જીવનને સુખ અર્પનારૂં;
આ જન્મ ને મરણ સૌ સખે! સુખ માટે,
તો મૃત્યુને શરણ માટજ રોવું શાને? ૫૨
આ સર્વ ચેતન વળી ગણજો અનાદિ,
મૃત્યુ અરે! નથી થતું કંઈ આત્મનું હા!
સઉ દ્રવ્યને સકલ ચેતન ના વિનાશી,
એ દ્રવ્ય માટ પછી ફોગટ રોવું શાને? ૫૩
પેદા કદિ નથી થતું કંઇ ઇશથી હા!
એ સર્વ જડ વળી ચેતનનોજ રાજા;
ને, સર્વ જીવ કર્મો મહીં છે સ્વતંત્ર,
પણ સર્વ કર્મફલનો પ્રભુ ફલદાતા. ૫૪

અલ્પજ્ઞ જીવ જડમાં વળી મોહ પામે,
એ મોહ માટ જીવ સૌ જન્મો ધરે છે;
જ્યાં સર્વે દ્રવ્ય મહીં જીવ અભાવ જોશે,
તહીં તે તુરત નિષ્કર્મી બની જશે હા! ૫૫

નિષ્કામ કર્મ કરતાં પ્રભુ પ્રીછશે એ,
ને મુક્તિનું તુરત દ્વાર ઉઘાડું થાશે;
નિષ્કર્મીને જગત દુઃખ નડે નહીં કૈ,
નિષ્કર્મીને જગત પાશ કરે નહીં કૈં. ૫૬

अनुष्टुप्—

યોગી બોલતાં અટક્યો ओ३म् ओ३म् ઉચ્ચારતો
મનુષ્યો ઇશથી જુદા જોઇ મન વિમાસતો. ૫૭

ઇશનું ધ્યાન ધરતાંયે, જીવો માટે તે મથે;
"શી રીતે ઇશને જોશે, મનુષ્યો" એ વિચારતો. ૫૮

મનુષ્યોને દુઃખી જોઈ, યોગી તો નિશદિન ભમે,
દુઃખ સૌનાં નિવારીને, સત્યજ્ઞાન બતાવતો. ૫૯

સત્યનો માર્ગ સ્હેલો છે, સત્યમાં રમજો સખા!
લંબાવો હાથ લાંબોને-હાથમાં ફલ આવશે. ૬૦

નાશવંત દુઃખો જોઈ, અભડશો મા અગઘડી,
નાશવંત સુખો માટે, સાચાં સુખ ખોતા નહીં. ૬૧

પ્રભુ દુઃખ દેતો નથી, પ્રભુ સુખ અર્પે નહીં;
કૌવચ વાવતાં ભ્રાતા! મોગરો નહીં પામશો. ૬૨

યોગીને શાન્ત જોઇને, બોલ્યો હું નમી પ્રેમથી;
"પ્રભુ સુખ દુઃખનો કર્તા-આથી સિદ્ધ થયો નહીં." ૬૩

"પ્રભુ સુખ દુઃખ અર્પે ના, કુદરતનો કોપ શો?"
"દુષ્કાળ પ્લેગ હોયે ના-માનવ કર્મો કયાં રહ્યાં?" ૬૪

ખેદથી યોગી બોલ્યો ત્યાં, સાંભળજો હે બન્ધુઓ!
કાળને પ્લેગનો કર્તા, ઇશને ગણતા નહીં. ૬૫

મનુષ્યો માટ પિતાએ, વેદ જ્ઞાન બતાવીયું;
વેદમાં સત્ય જ્ઞાનોનાં-અમૃતનાં ઝર્ણા વસે. ૬૬

યજ્ઞને પૂજ્ય માનીને, આરંભે જન વિધિએ;
કાળ ને પ્લેગ હોયે ના,-કેવી ઇશ્વરની ખુબી ! ૬૭

મનુષ્યો વેદ ધિક્કારી-વામ માર્ગ ગ્રહે સુખે;
વામથી સુખની ઇચ્છા રાખે, એ કયમ સંભવે ! ૬૮

પ્રભુ કોને નથી વ્હાતો, ધિક્કારે ના કોઇને;
વૈદિક કર્મ કરવાથી-ઈશ્વરના પ્રેમી બને. ૬૯

અંધારે જીવ ડુબેલા, તારવા પ્રભુ તો મથે;
વૈદિક કર્મ કરવાથી, તારણ તો સ્હેજે મળે. ૭૦

ઐહિક પારલૌકિક, સુખ જે જે સંભવે;
વેદથી સર્વ પિતાએ દેખાડયું છે હે સખે ! ૭૧

પ્રભુ અજ્ઞાન માર્ગોએ, અર્પે છે સુખ સઉને;
મનુષ્યો દુઃખ માનીને, પીડા તો વધુ વ્હોરતા. ૭૨

સંસાર ચક્ર આલોકી, વિચારે જો માનુષો;
દુઃખ સર્વ વિદારીને, આ જગ્તે સુખ પામશે. ૭૩

યોગીના જ્ઞાનના તેજે દુઃખ દૂર ખસી ગયું;
યોગીને ત્યાં નમ્યા બન્ને આનંદે પ્રભુ જ્ઞાનથી. ૭૪

આશિષ દેઇ યોગીએ, નિજ માર્ગનો રસ્તો ગ્રહ્યો;
યોગીનું કર્મ એવું છે-દુઃખીનેય ઉદ્ધારવું. ૭૫

સ્હાયની સખત વેળાએ ઉદ્ધારનારા એ હતા;
દુઃખીનાં દુઃખ જોઇને, ધાનારા પણ તે હતા. ૭૬

**શાર્દુલ વિક્રીડિત**—

રે ! રે ! ઈશ્વર પ્રેમમાં રખડતાં દુઃખો સહેજે ટળે;
દુઃખો આ દુનિઆ તણાં પલકમાં સત્સંગથી જસ્વલે;-
માનુષ્યો નિષ્કર્મથી જગતમાં સુખો ભલે મેળવે,
એ સુખો વળી પામતાં જગતમાં બંધન ના ના મળે. ૭૭

હા ! હા ! ઈશ્વિર કૃત્યમાં હૃદયની સાચીજ ઉર્મી કુદે,
હા ! હા ! ઈશ્વિર કૃત્યના વલણુમાં પ્રેમી જનો વ્હાલ દે;
હા ! હા ! ઈશ્વિર પ્રેમને પરખતાં આનંદ સ્હેજે મળે,
ને તે ઈશ્વિર પ્રેમને પરખીને સુખી અમ્હે તો થયા. ૭૮

## નિષ્કામ કર્મ.

**હરિગીત—**

રે ! કર્મ કરજો કર્મ કરજો કર્મ કરજો હે સખા !
આ જીંદગીમાં કર્મ કરજો કર્મ કરજો હે સખા !
પ્રભુએ રચી છે અખીલ કરણી કાંઇ કારણ જાણજે;
ને વિશ્વના મંદીરમાં સુખ દુઃખ સમ પરમાણજે. ૧

મમતા મુકીને માનવી ! સન્માર્ગનું પગલું ભરો,
ને વિઘ્ન કર્તા રાગદ્વેષો સર્વ રીતે પરહરો;
તૃષ્ણા થકી તુજ જ્ઞાન જે અંધકારમાં છુપું રહ્યું,
ત્યાં ક્રોધની વિકરાળ ઘુમે હાય તે પટકી પડયું. ૨

અહીંઆં પ્રકૃતિથી મથે સૌ પ્રાણીઓ નિજ સ્વાર્થમાં,
સન્યસ્ત લે કે ભેખ લે પણ ત્હોય કર્મો ના ગયાં;
તો, લોકના કલ્યાણ અર્થે કાર્ય તે કરમો ગણી,
હે માનવી ! જા યુદ્ધ*માં નિશ્ચે જઇશ સાગર તરી. ૩

જો સ્વાર્થ વિણુ પ્રભુ આપણો કર્મો કરે દિન રાતરે,
પણ માનવી ! પરમાર્થમાં તુજ સ્વાર્થ છુપો છે ખરે;
કર્મો વિના ના મોક્ષ મળશે કર્મ તજતા ના કદા,
આસક્ત વિણુ તું કર્મ કરજે-રૂણ વળશે તો અદા. ૪

હે માનવી ! વિચાર કર શાને જનમ ત્હારો થયો, !
સૌ પ્રાણીઓથી તુજ જનમને શ્રેષ્ઠ ભ્રાતા ! કયમ કહ્યો !
માનવ જનમ એ મોક્ષનું છે દ્વાર તે ઉઘાડી લે,
કુંચી કરમની હાથ લઈ ભ્રાતા ! જનમને ટાળી દે. ૫

* કર્મક્ષેત્ર રૂપી યુદ્ધમાં.

આશા રહિત પણ કર્મ કરજે, તો ત્હને બંધન નહીં,
ઇર્ષ્યા રહિત આનંદથી જા, જા તરી સાગર અહીં;
સન્યસ્ત લેવો સ્હેલ છે ના, કર્મ યોગી થા સખે!
સન્યસ્તમાં પણ કર્મ કરવાનું કહ્યું છે ઇશ્વરે ૬

## સન્યાસીઓને વિજ્ઞપ્તિ.

**હરિગીત—**

મુજ દેશના સંન્યાસીઓ વ્હાલા સખાઓ વિચરજો,
કાશ્મિરથી લંકા સુધી, વળી પૂર્વ પશ્ચિમ ઘુમજો;
સન્યસ્ત લીધો, તો સખે! સઉ ભ્રાતને વરદાન દઈ,
પ્રભુ જ્ઞાનને પ્રસરાવવા કમર કસો, ડરતા નહીં. ૧

આ ધર્મ રૂપી નાવ જે સંસારને તરવા ઘડયું,
તે નાવને સંભારવા સંન્યાસીને માથે રહ્યું;
સંસારને ઉદ્ધારવાનું કર્મ તે કર્મજ ગણી,
સૌ માનવીને શીખ દેજો,–દુઃખને ગણુતા નહીં. ૨

સંસારની સૌ વિષમ ગુંથણી સ્હેલથી ઉકલાવજો,
શી રીત રત્નો કાઢવાં તે યોગ્ય માર્ગ બતાવજો;
દશ દૈવી લક્ષણને ગ્રહી નિજ સારને સમજાવજો,
એવા અનેક તરેહના શુદ્ધ પ્રેમને વરસાવજો. ૩

(વળી) શાંતતાથી, ધૈર્યતાથી અડગ નિશ્ચય રાખીને,
તમ જીવનને ઝંપલાવજો **ઓરુમ્** કાર નામ ઉચ્ચારીને;
એવી રીતે તમ જીવનને ઓપાવજો સંન્યાસથી,
વ્હાલા ગુરૂઓ! વિચરજો સૌ મોક્ષમાં આનંદથી. ૪

## કોણ જીતશે?

**ભૈરવી–ગઝલ—**

બાજીગરના ખેલથી જીત પામનારૂં કોણ છે?
હરદમ મચાવો ખેલ પણ યશ પામનારૂં કોણ છે?

લાલસાને પૂર્ણ કરતાં ઉદ્‌ભવે વધુ લાલસા,
લાલસાના પૂર્ણ ભોગી-જીતનારા કોણ છે— બાજી.
લાખો મચાવો ખેલ આશા બાંધી આખર સુખની,
એ સુખના લેનાર સ્નેહી-જીતનારા કોણ છે ?—બાજી.
સ્વર્ગનું સુખ પામવા દરિયા મહીં મંથન કરો,
એ સ્વર્ગના જોનાર યોગી-જીતનારા કોણ છે ?-બાજી.
આત્મને પ્રભુમય કરી નિજ આત્મને ઓપાવતા,
**નિષ્કામ કર્મીના વિના** કો' જીતનારા કોણ છે ?-બાજી.

---

## ડરવાનું ક્યાં રહ્યું ?

**ભૈરવી ગઝલ—**

લાખો જનમ છોને મળો પણ ડરવાનું ક્યાં રહ્યું ?
લાખો મરણ છોને થતાં પણ રડવાનું ક્યાં રહ્યું ?
તુજ આત્મ અમર છે સદા પરમાત્મ માફક જાણજે;
તુજમાં રહેલો ઈશ ત્હોયે-ડરવાનું ક્યાં રહ્યું ?-લાખો.
ઉંઘમાં રહ્યો'તો આત્મ ત્હારો-ઉર્ધ્વ પંથે એ મથે,
લાખો નિરાશા હોય ત્હોયે-ડરવાનું ક્યાં રહ્યું ?-લાખો.
પ્રકૃતિના મોહમાં તુજ આત્મ ઇચ્છા જે કરે,
તે પૂર્ણ કરવા જન્મ લેતો-ડરવાનું ક્યાં રહ્યું !-લાખો.
એ મોહથી ઇચ્છા મટી કે મર્ણ ત્હારૂં તો થયું,
એવાં રૂપાંતર થાય તેથી-ડરવાનું ક્યાં રહ્યું ?-લાખો.
રાજ્યતંત્ર પ્રભુએ ગ્રહ્યું તો પક્ષની દરકાર ક્યાં ?
ઇચ્છા પ્રજાળી આત્મ જોતાં-ડરવાનું ક્યાં રહ્યું ?-લાખો.
આત્મને નિજ રૂપ જોતાં ઇશ જોવો સ્હેલ છે,
આખર જીવોને એજ છે તો-ડરવાનું ક્યાં રહ્યું ?-લાખો

## અશોકમાં શોકાર્ત્ત જાનકી.

**अनुष्टुप्—**

" વીત્યા દશ મહીનાને, બે મહીના બાકી રહ્યા, "
" સ્વામી વધ થશે મ્હારો " લવે શોકાર્ત્ત જાનકી. ૧

" અરેરે ! નાથ ક્યાંથી મ્હેં-એ ચર્મની ઇચ્છા કરી, "
" લગાડ્યો કુલને ડાઘ-સ્વામી ! દુઃખ પડયું અતિ. ૨

" નથી મુને, પ્રભુ ! શાન્તિ-અહોનિશ બળ્યાં કરૂં, "
" શી રીતે જાણશો વ્હાલા ! પાપી રાવણની કૃતિ. ૩

" ઝુરી ઝુરી પ્રભુ મ્હારા વિયોગે દુઃખ પામશો, "
" કહેશે કોણ જે હું તો **અશોક વાડીમાં સહુ.** ૪

જોયું સર્વ હનુમાને દુઃખ જાનકી માતનું,
જોઈ ભક્તિ સીતા કેરી-સ્મર્યા ત્યાં નિજ રામને ૫

" ધન્ય ! ધન્ય ! સખે તુને ! ધન્ય આ પતિવૃત્તને ! "
" ધન્ય આ સ્નેહને ભાઇ ! ધન્ય જાનકી ધૈર્યને ! " ૬

સીતાને મળવા માટે ઉત્સુક અંતરથી થયો,
રામની વાત સંભાળી હૃદેમાં ઉછળી રહ્યો. ૭

**शार्दुलविक्रीडित—**

એવામાં તહીં હર્ષથી બની ઠણી રાવણ આવી ઉભો,
સૃષ્ટિનુ સુખ શોધવા વિષયી તે-કામી અરે મ્હાલતો;
સીતાનું મુખ જોઇને તરત તે કામાંધી કામી બન્યો,
"વ્હાલી-પ્યારી-મુજ પ્રિયા !" કહી ગયો-ચુંબન સારૂં ધસ્યો. ૮

**अनुष्टुप्—**

દૂર, દૂર, હઠી જાને ? પિતા આમ ઘટે નહીં,
પુત્રીની લાજ લેવાને શરમાએ તું કાં નહીં ? ૯

" ખસેડી ચિત્ત હુંમાંથી-રાખ તુજ પત્ની મહીં: "
" આ ગંદી દેહને માટે પાપ ઘુંડ રચો નહીં. " ૧૦

સીતાના નિડર શબ્દો, શુણી ભૂપ ઉભો રહ્યો;
આલિંગન જતાં દેવા, લેશ જીવ ચાલે નહીં. ૧૧

**वसंत तिलका—**

શાને અરે ! હૃદયથી ગભરાય વ્હાલી
આ રત્ન–રાજ્ય સઘળું તુજને દઉં છું;
ત્રિલોકમાં મુજસમો નથી અન્ય કોઇ,
શાને છતાં નથી થતી મુજ પટરાણી ? ૧૨

રે ! બાપડો મરણ મુખ ગયોજ રામ,
લંકાપતિ નવ મરે કદિ કોઈ કાળે;
તો, દુઃખમાં પડી રહી કયમ આત્મ બાળે ?
આ પ્રેમીને અવમની શીદ પાપ વ્હોરે ? ૧૩

**अनुष्टुप्—**

શુણી આવું તહાં દેવી ભૂપને વળતું વદી;
કહે છે "તાત ! શા માટે આદરો નીચ કર્મને ? ૧૪
રામ સાથે થયું લગ્ન–અન્યથા નવ થાય તે;
ક્ષુધાવત્ સિંહ દુષ્કાળે, ખાશે શું કદિ તૃણને ? ૧૫
સ્નેહલગ્ન થયું છે તો–દેહની દરકાર ના;
સ્નેહની પૂર્ણ સીમાને ત્યજી કયમ ઘેલી બનું ? ૧૬
રાજ્ય ત્હારૂં નહીં રે'શે, વૈભવ તુજ ખારો બને,
અમર કો નથી ત્યારે, આત્મબળ શાને તજું ? ૧૭
શોભે સ્ત્રી પતિવૃત્તમાં,–સત્યમાં પુરૂષો અને,
દેવો નિષ્કર્મમાં શોભે,–શોભે આનંદમાં પ્રભુ. ૧૮
રાજા ! કંઈ વિચારીજો, કિરણ સૂર્ય પખેજ છે,
રામ પાખે રહી છું હું–અન્યથા નવ થાય તે. ૧૯
પ્રભુ છે સત્યનો બેલી–જા શરણે તું સત્યને;
નહીંતો કોપશે દેવ–લંકામાં ધુળ ઉડશે. ૨૦

उपजाति—

રે ! જાનકી ! ડા'પણ તુજ જાણ્યું,
મિથ્યા લવારી મૂક માનિની તું;
મ્હારે નથી સત્યનું કાંઇ કામ,
થા શર્ણ મુને-મમ યાચના એ. ૨૧

હજુય રહ્યા છે બે માસ બાકી,
વિચારીને થા શરણે પછી તું;
હું રાવણો ના કદિ ડગવાનો,
ત્રિલોકનો નાશ ભલે થતો ને. ૨૨

રે ! દાસીઓ ! કેમ બેસી રહી છો,
હું કામથી હાય ! બળી રહ્યો છું;
બે માસમાં એ નહીં માનશે તો,
કરીશ ત્હેના શત કટકા હું. ૨૩

अनुष्टुप—

રાવણ ક્રોધમાં બોલી, શીખ દેવા કહીને ગયો;
ઘડી શાન્તિ રહી ત્યાંને, પછી શું થયું તે શુણો. ૨૪
જાનકી કરે કલ્પાંત, ચોધારે નયનાં ઝરે;
"શી રીતે દુઃખથી સ્વામી ! બચું "એમ લવતી ફરે. ૨૫
"રે! રે! નાથ ! ઉગારોને, પાપી આ મારશે મ્હને"
"આત્મહત્યા કરૂં ત્હોયે, પાપ બહુ લાગે મ્હને. ૨૬
"બે મહીના વીતી જાશે-પાપી દુઃખ દેશે મ્હને"
"સત્યના સંઘાતી નાથ-તારોને હવે સત્યને." ૨૭
વાયુ તુ બલ ક્યાં ગયું જા કે'ને મુજ નાથને;
"રડે છે જાનકી ત્હારી-વાડી અશોક વનમાં." ૨૮
"અશોક વાડીમાં કરે શોક તુજ પ્રિયા છતાં"
સ્વામી ! શોધ કરો નહીં, એ કયમ છાજે આપને" ૨૯
એવામાં દાસીઓ આવી કે'છે જાનકી શુણ તું,
કુવામાં ધર્મ ફેંકીને-જા રાવણને શર્ણ તું; ૩૦

માને નહીં સતી સીતા–દૂર રે'વા સૌને કહે,
"બાઈ! ના બોલશો આવું" રોતી સીતા કરગરે. ૩૧

સીતાનું સત્ય જોનારી ત્રીજટા સઉને કહે,
"પજવો ના કૃશાંગીને–જાઓ દૂર હ્યાંથી હવે." ૩૨

વળી કે'છે "શુણો સીતા! સ્વપ્ન મુજને આવીયું,"
"રામે લંકા લઇ લીધી–રાવણ પદ અંત પામીયું; ૩૩

"કુંભકર્ણ, ઇન્દ્રજીત, પડયા રણમાંહી વળી,"
રાજ્ય વિભીષણ પામ્યો–ટળ્યું દુઃખ સતી તણું. ૩૪

સીતાને મળવા માટે વિચારી હનુમાને ત્યાં,
વર્ણવ્યા રામના ગુણો ભાષા સંસ્કૃત શ્રેષ્ઠમાં; ૩૫

રામના ગુણ શ્રુણીને ચમકી સીતા હર્ષથી,
જોઇ શબ્દ ભણી ત્હેણે–ગાવાને ફરીથી કહ્યું ૩૬

**मन्द्राकान्ता.**

ગુફામાંથી આવી સતી મુખ ઉભો તે નમનથી,
રડે છે ચોધારે–પણ નવ શકે મુખ ઉચરી;
કહે રે! માતા! મ્હેં તુજ બલ તણું તેજ પરખ્યું,
અને ઉભો છાનો–પણ નવ હણ્યો પાપી ક્રુરને. ૩૭

**अनुष्टुप—**

દેવના સમ દેઇને સીતા કહે "તું કોણ છે"?
"ક્યાંથી આવ્યો અહીં તું? ને રામ યશ શાને કથે? ૩૮

**शार्दुल विक्रीडित—**

બોલ્યો ત્યાં હનુમંત પ્રેમથી પડી પાયે સીતા માતને,
"હું છું રાઘવ દૂત–શોધ કરવા આવ્યો તમારી અહીં;
"લ્યોને સાક્ષીકાજ આ પ્રભુતણી વીંટીમણી યુક્ત,ને,
"ચાલો સત્વર માત આજ અહીંથી સ્કંધે ચઢી માહ્યરી. ૩૯

**उपजाति—**

સીતા વદી ત્યાં વળતું વિચારી,
" શુણો હનુમંત! હે મુજ ભાઈ!
" અન્યાય કીધો લંકાપતિએ "
" ચોરી ઘટે ના પણ ક્ષત્રીયોને." ૪૦

" મુજ રામને કો' સત્વર જઇને, "
" આવી હણે રાવણ કુલને, ને "
" વિષ્ટિ થકી રાવણ માનશે ના "
" રણમાં ઝઝુમી ડરતા પછી ના. ' ૪૧

" લ્યો, આપજો આ મણી રામને, ને "
" કે'જોવળી સત્વર આંહીં આવે; "
" હનુમંત નમીયો રજાય માગી,
" અશોકમાંથી વિચર્યા સુખેથી. " ૪૨

---

## કિસ્મત્.

**कवाली—**

અરે! કિસ્મત્! આ ત્હેં શું ગુમાવ્યો કાળ આ મ્હારો,
જવું'તું સ્વર્ગને ધામે, ઘસેડી ક્યાં લઇ ચાલ્યો? ૧

દુનીઆની જુઠી બાજી વિશે ત્હેં ખુબ રંજાડયો,
અરે! કિસ્મત્! હું ભોળાને ઠગીને ક્યાં લઈ ચાલ્યો? ૨

**પિતાએ** વારસો દીધો ચહીને પ્રેમથી કૈં કૈં,
છતાં દુશ્મન જેવાં શું કરી કૃત્યો, લઇ ચાલ્યો? ૩

જગતના સ્નેહને જોયો,—નહીં એ વારસો મ્હારો,
અમ્હારો સ્નેહ જુદો છે, દગાનો ત્યાં નહીં ખારો. ૪

અરે! કિસ્મત્! ગુમાવ્યા ત્હેં હજારો કીંમતી જીવો;
પિતાનો પાડ માનું હું ઝપાટાથી બચી ચાલ્યો. ૫

અહો! કુદરતને માનું શીખાવે સ્નેહના રસ્તા;
ભણાવે તું અરે ખોટું દગલબાજી કરી કિસ્મત્. ૬

જગેજગ જગતમાં જોઉં હસે રડનાર આનંદે;
હતા મિત્રો બને શત્રુ ભણાવ્યા પાઠ આ ત્હેં શું? ૭
અરે કિસ્મત્! ઓ કિસ્મત્! ભલે તું લાખનો રાજા;
ચઢયો ઉસ્તાદને હાથે હવે ના મુજપર સત્તા. ૮
અહા! મુજ પંથ જુદો છે-જગત રસ્તા રૂચે નાના;
ચઢયો ઉસ્તાદને હાથે પ્રભુ આદેશ ઉઠાવા. ૯
ભલે લોકો કહે ગાંડો-અમ્હારે આપદા ઓછી;
હૃદય મ્હારૂં કહેશે તે ઉઠાવીશુ-કરીશું હા! ૧૦
છતાં કિસ્મત્! ચાલે તો કરી લેજે સુખેથી તું;
અમ્હારી દ્રઢ જો શ્રદ્ધા પ્રભુ આદેશ પુજીશું. ૧૧
છતાં કિસ્મત્! માને તો ઠગારી રીત મુકીને;
જણાવી આત્મને આત્મા-જનમ કારણ તું પુરી દે. ૧૨
મહાત્મા રામ કૃષ્ણને લઇ પંજે દબાવ્યા ત્હેં;
હસી કાઢયો છતાં તુંને અહા! પંજો ઉઠાવીને. ૧૩
અહા! મીરાં અને નરસીંહ-દબાવેલાં દબાયાં ના;
હજારો મહાત્મા આવા પડયા ના ફંદમાં ત્હારા. ૧૪
છતાં કિસ્મત! ઓ કિસ્મત! ગુમાવે કાળ ફોગટ શું?
અમ્હે ચેત્યા! અમ્હે જીત્યા! બીચારાં મૃગ મારે શું? ૧૫

——:o:——

## સુખી કોણ ?

**શિખરીણી—**
અરે! મ્હેં જાણ્યું'તું જગત શમતાથી ભર્યું હશે;
વળી, સૌ માનુષો કુદરત તણા બાંધવ હશે;
અરે! મ્હેં જાણ્યુ'તું જીવન મધુ લ્હેરે વહી જશે,
છતાં આ શું જોયું "**જીવન કરણીથી પ્રકટશે**" ૧

**મન્દાક્રાન્તા—**
ભોળા લોકો ધડમથલથી સુખ શોધ્યાં કરે છે,
પંડીતો ને વિરલ પુરૂષો માર્ગ કાપ્યાં છે;

શ્રીમંતો ને મગરૂર જનો મોજથી સુખ માણે,
મ્હોટા મ્હોટા મુનીવર વળી કાંઇ જુદુજ ચાલે. ૨

**શિખરીણી—**

છતાં આ સંસારે અનુકૂલ સ્થલે કોઇક ન્હડે,
બધા પંથો જુદા ઘટીત સ્થલ તો એકજ અહા !
ભલે પંથો જુદા સરલ મારગ કોઇક ગ્રહે,
અને એ પંથેથી "**જીવન કરણીથી પ્રકટશે**" ૩

ભલે ત્યાગી લોકો જગત તજીને જંગલ વસે
ભલે સાધુ લોકો જગત પ્રભુતિને નવ અડે;
ભલે ઉંડા જ્ઞાની જગત મહીંના મર્મ સમજે,
છતા ત્હોયે રે ! રે ! અનુકૂલ સ્થલે કોઇક ન્હડે. ૪

અરે ભોળા મ્હારા ! કુદરતતણું સામ્ય નીરખો,
પ્રભુએ અર્પેલું કદિ હૃદયથી ના પરહરો;
નહીં આ સંસારે કુદરત કરે કામ અવળાં,
છતાં ત્યાગી શાને પ્રભુકૃતિ થકી દૂરજ રહો. ૫

અરે ! ઓ બન્ધુઓ ! કુદરત અહા કોમલ ઘડી;
જહીં જાશો ત્યાં ત્યાં અખીલ કરણી ચુમ્બીજ રહી;
અરે ! મ્હારા બન્ધુ ! પ્રભુકૃતિ ખમે ના કઠિનતા
ન ત્યાજો તેને ના અમુક મરમોથી ઘસડતા. ૬

ભલી ભોળી ભામા કુદરત કરે રૂદન અરે !
છતાં મ્હારા ત્યાગી ! જગત તજીને શું વન વસે !
અરેરે ! શું ત્હારૂં હૃદય કીચડથી ભર્યું હશે !
બીચારી ભામાને તુજ હૃદયની ખામીજ પડે. ૭

અરે પ્યારા સાધુ ! હૃદય તુજ સાધુ નહીં નહીં,
અહીં આ પૃથ્વીમાં અમર સુખની છાબજ ભરી;
છતાં શાને ભોળા કટુ વચન તું તો ઉચરતો,
કરી કંકાસોને હૃદય રમણીને પજવતો, ૮

અરે ઓ જ્ઞાની ત્હેં અમર સુખ જાણ્યું નહીં નહીં,
અહા ! માની લેને સુખ વિણુ નહીં આલમ બધી;
પ્રભુની કરણીઓ જગત માયાને સમજજે,
પ્રભુના આદેશો સ્મરણુ કરીને જા કર ગમે. ૯

અરે રે ! ઓ ભોળા ! અખીલ આલમને નીરખજે,
પ્રભુએ અર્પેલા જન્મ કારણુને જગવજે;
પ્રભુ કે'છે તુંને " ઉદધિ ઉતરી પાર થઇ જા, "
" અને બેટા પ્યારા ! પરિશ્રમ થકી લેશ ડર ના." ૧૦

" અરે શોધી લેને ઉદધિ મહીંથી રત્ન પરખી, "
" અને શોધી લેને અવર તત્વો કંઈ હૃદયથી; "
" છતાં જોજે પ્યારા ! ઉદધિ મહીં ખારાશ પણુ છે, "
" કરી હંસા રીતિ ઉદધિ મહીંનાં તત્વ લઇ લે. " ૧૧

## યોગી છતાં ભોગી.

કવ્વાલી--

અરે ! યોગી હું તો ભોગી બન્યો છું પ્રેમનો યોગી,
નહીં યોગી હું તો ભોગી બન્યો છું પ્રેમનો ભોગી. ૧

અરે ! સંસાર સન્યાસે હૃદયદુ પ્રેમને પ્યાસે,
હૃદયથી ત્હેં તજ્યો વ્હાલી ! હવે શીદ આશ તું રાખે ? ૨

જગતનો યોગ ના વ્હાલો, જગતનો ભોગ ધિક્કારૂં,
ગણ્યોના પ્રેમીને ત્હેં તો કફન શાને નહીં ધારૂં. ૩

ભમીશ હું ઠેક ઠેકાણે રખડતો ઇશ્કને ખોળે,
સંકલ સસાર જુઠો તો-નિરાશા એજ છે લ્હાણું. ૪

ગણી'તી તુજને પ્યારી હૃદયથી કૈં વધુ ત્હોયે,
જીવનમાં વિષ રેડયું તો જીવન શાને હવે ધારૂં ૫

જગતમાં જીવનારા કૈં મરે છે લાખ ફેરારે,
મરણુ એવું થયું મ્હારૂં-જીવન પ્યારૂં ગણું શાને. ૬

ભમીશ સંસાર વેરાને અરે પ્રેમી–વિયોગી હું,
જીવન એવું ભલે વ્હેતું ઉપાસક પ્રેમનો હું છું. ૭

મ્હને ના દુઃખ એ પ્યારી ! દુઃખી હું તુજ દુઃખોથી,
ભ્રમર ત્હારો ન ખ્હીવાનો, સુખી છું તુજ સુખોથી. ૮

નથી કૈં ઈશ કૃતિમાં જખમ ડાઘા રહેલા રે,
અહીં વ્હેછે વિપુલ ઝરણું બગાડે માનવી પોતે. ૯

અરે પ્યારી ! સુખી આ જીંદગીમાં દર્દ કાં વ્હોર્યું ?
ભલે તરછોડ ના દુઃખી–રડી શું આમ જગ ડોળ્યું. ૧૦

હું સન્યાની–અરે યોગી પ્રભુના ખેલ જોનારો,
બનીશ ભોગી છતાં યોગી–અરે મસ્તાન હું ન્યારો. ૧૧

---

## રંગમાં ભંગ.

मन्दाक्रान्ता—

આહા કેવાં ! વન વન મહીં ઉડતાં પંખીડાં આ,
ગીતો ગાતાં મધુર રવથી વિશ્વનાયકનાં કૈં;
પેલી જોડી તરૂપર રમે ખ્હીકના કૈં હૃદેમાં,
ભોળાં પ્રાણી કુદરત મહીં યોગ્ય આયુ નિગાળે. ૧

એવામાં ત્યાં સરર છટક્યું તીર કો હસ્તથી હા !
ને પંખીડું તરૂ ઉપરથી લોટ લોટી પડ્યું ત્યાં;
રે પાપી ! શું જીગર મહીં ત્હેં તીર હાવાં ભર્યાં છે ?
રે પાપી ! શું જીગરવતથી દંશ આવા કર્યા છે ? ૨

એ પંખીને ગમ નહીં કશી લોહી છોને વહેતું,
એ પંખીને ગમ નહીં કશી પ્રાણપ્રિયા વિના કૈં;
ના તેથી ઓ ક્રુર હૃદયના મસ્ત થાતો ? કૃતઘ્ની!
નાના તેથી તુજ હૃદયમાં મગ્ન થાતો અધર્મી ! ૩

આનંદોની વિમલ ઘડીએ વિઘ્ન આવી પડે જો,
એ દુઃખોથી અધિક દુઃખડાં વિશ્વમાં ના મળે કો;
એ પંખીના સ્થુલ શરીરને સ્વાદથી ચાખવાને,
શાને ઢોળ્યો અમૃત રસનો કુંભ વૃથા અરેરે ! ૪

રે ! એ પંખી તડફડી થયું શાન્ત થોડી પળોમાં,
કિન્તુ ત્હેની તડફડી મરે પ્રાણપ્રિયા અરેરે !
આવું જોઈ કુમળી વયનાં પંખીડાં ત્યાં રૂવેને,
ગાજી ઉઠયું વન બધુ અરે ! શોકમાં ગર્ક થાતું. ૫

રે ! ઓ પાપી ! તુજ હૃદયને લેખતો શાન્ત નાના,
એ પંખીનાં વિરહ દૂઃખડાં બાળશે ભડભડાટે;
આ પંખીના વિરહ દુઃખથી વિશ્વ આખુંય રોતું,
શાને મ્હાલે મૂઢ હૃદયના જુલ્મ રીતિ ચલાવી. ૬

આનંદોની મધુર લહરી વ્યાપ્ત પલ્કે હતી જ્યાં,
ભોળાં પ્રાણી કુદરત મહા પારણે ઝુલતાં'તાં;
એવામાં ત્હેં કુર હૃદયના જુલ્મ આવો કર્યો શો ?
આનંદોની વિમલ ઘડીએ દુઃખ રેડયું અરે કાં ? ૭

વ્હાલા પંખી રડ નહીં હવે નાથ તારો ગયો રે,
છાનુ રે'ને વન બધું પછી શાન્ત થાશે ઘડીકે;
પ્રાણી, પંખી, તરૂવર બધાં મિત્ર ત્હારાં દીસે છે,
તેમાં ક્યાંથી જનહૃદયમાં ઝેર આવું રહ્યું રે ! ૮

હા ! હા ! પ્રેમી રૂદન કરીને શાન્ત થાશે અરેરે !
ના ના તેથી કદિ જીગરનો શોક અગ્નિ બુઝાશે;
યુગો વ્હેતાં અરે નયનથી અશ્રુ તે આણશે ના,
ત્હોયે તેનું જીગર રડશે અંશ જાશે કદિ ના. ૯

---

## પીત્તારૂપી તમંચો મારલે.

**કવાલી—**

તમંચો મારલે પ્યારે, તમંચો માર લે પ્યારે,
હૃદયને ઠારલે પ્યારે, તમંચો મારલે પ્યારે. ૧.
હૃદય શાને ભરાવાદે ? જીગરમાં રોષ શું રાખે ?
ભર્યો તો ફોડ લે પ્યારે તમંચો મારલે પ્યારે. ૨

જીગરમાં ઝેર ના ભરતો ભર્યાં તો ઢોળ દે પ્યારે;
ઉપાયો સ્હેજ બતલાવું-તમંચો મારલે પ્યારે. ૩
મ્હને ના સુખની ઇચ્છા-સુખી તું આપલા થાને !
હૃદય તુજ ઝેરનું પ્યાલું-તમંચો મારલે પ્યારે. ૪
હતા જલ્લાદ ઔરંગઝેબ-તમંચે સુખ શોધ્યું રે !
અરે ઓ સુખના ચેલા !-તમંચો મારલે પ્યારે. ૫
જીગરમાં ઝેર જો રાખ્યું રગે રગ બાપલા વ્હેશે,
તમંચે કાજના વળશે-તમંચો મારલે પ્યારે. ૬
અરે ! મમ કાજ જો દુઃખી-રખે તું બ્હીક રાખી રે',
ઉઘાડાં દ્વાર છે ભાઇ ! તમંચો મારલે પ્યારે. ૭

---

## સત્ય.

**અંજની ગીત—**

સત્ય વચન અંતર આનંદો:
સત્ય થકી અંતર સુખ માણો:
સુખ, દુઃખ, સત્ય, અસત્ય પ્રમાણો:
પ્રભુનો એ ધારો: ૧
સત્ય વચનથી દુઃખ ભલે હો:
જૂઠાણું જગમાં છો ફાવો:
સુખ દુઃખ એ સૌ ક્ષણભંગુરો:
જૂઠુ ના બોલો: ૨
સાચું બોલી પ્રભુથી બ્હીવો:
ને સૃષ્ટિને તૃણવત્ લેખો:
દુઃખ કદિ પડશે જગમાં, તો
-પણ સુખ અમર હ્યો: ૩
જૂઠું જગ બીકણુ બોલીને,
પ્રભુનો ડર ના ના રાખીને:
મ્હાલે મસ્તાની હાથી એ:
પણ કુદરત દેખો: ૪

---

## રોવું તે શું?

**ભૈરવી ત્રિતાલ શ્લોકની ચાલ મિશ્ર—**

રડ ના રડ ના રડ ના તું સખે!
પ્રભુકૃત પરે રડ ના તું સખે!
જહીં જેમ થયું કદિ ના મટશે!
પ્રભુ પ્રેમ પુરે વહી જાતો સખે!
રડતો કદિ ના
રડતો અરે ના. ૧

રડીને દુઃખડાં ટળશે શું સખે!
શીદ આત્મ વિષે રડી ઝેર સીંચે!
રડતાં નહીં સહાય થશે કદિ કો,
રડીને વ્રણ રૂઝવવા શું મથે?
રડ ના તું સખે!
બન શાન્ત સખે! ૨

કદિ દુઃખ પડે જગમાંહીં સખે!
દુઃખને સહતાં સુખ માણ સખે!
પ્રભુ કૃતિ પરે શુદ્ધ પ્રેમ ધરો,
શીદ અંતરથી પ્રભુને વિસરે?
રડીને કદિ શાન્ત
બને શું સખે! ૩

કંઇ લાખ દીવાલ તુટી પડતી,
કંઈ લાખ જીવો તણી હાનિ થતી;
રડતાં કંઈ પાર મળે શું સખે!
રડતાં કંઈ લાભ થશે શું સખે!
નબળાઈ દીસે
પ્રભુ પ્રેમ વિશે! ૪

રડવું નિજ સ્વાર્થ તણું બળ છે,

નહિ સ્વાર્થે તથાપિ કહિ વળશે;
રડવાથી દયા નહીં દાખવતો,
રડનાર બધા કપટીજ દીસે. ૫

## નિર્દોષ બાલુડાં.

શિખરિણી—

અરે કેવાં ભોળાં! રસિક કુમળાં બાલક દીસે!
ન જાણે તેઓ કૈં ચકમક ઝરે આ પૃથિવીમાં;
નથી જોયાં દુ:ખો સમજણ દુ:ખોની પણ નહીં,
રમે આનંદે તે કુદરત પ્રભુના કરતલે. ૧

અરેરે! બાલુડાં! તમ હૃદયને સ્થિર કરજો,
નથી આ પૃથ્વીમાં સરલ, સુખના મારગ બધા;
રમી લ્યો સુખેથી, અનુભવ સુખોને ઘસડશે,
અને દુ:ખોની કૈં ગરમ લહરીઓ કચડશે. ૨

અરે ભોળાં બાલુ! વિકટ રસ્તા છે જગતના,
જજો રૂડી રીતે સમજણ લહી પૂર્ણ હૃદયે;
અરે! જુઓ હૈડે કચડતી હવા ના પ્રસરતી,
નહીં તો બાલુડાં તમ જીવનને શુન્ય ગણજો. ૩

તમ્હારા હૈયામાં જગત સુખની આશ નવ હો!
તમ્હારા હૈયામાં જગત દુ:ખના ડાઘ નવ હો!
ભલાં ભોળાં બાલુ! જગત કંટકમાં નવ પડો!
છતાં પૂરી રીતે જગત સુખ દુ:ખો અનુભવો. ૪

## વૈદિક યજ્ઞ એ કુદરતી ઉપાય છે.

ગઝલ. ભૈરવી—

યજ્ઞ વિણ કો' વૃષ્ટિને વરસાવનારા કોણ છે?
યજ્ઞ વિણ કો' પ્લેગને અટકાવનારા કોણ છે? ૧

લાખો બનાવો ન્હેર પણ વૃષ્ટિ ગરજ સારે નહીં;
ને યજ્ઞ વિણુ કો' વૃષ્ટિને વરસાવનારા કોણુ છે?–યજ્ઞ. ૨

લ્હાય વેળા કુપ ખોદે લ્હાય શાન્ત થશે નહીં;
લાખો દવાથી પ્લેગને કો' રોકનારા કોણુ છે?–યજ્ઞ. ૩

વિધ્ વિધ્ કર્મ જગમાં કરો–સ્થિતિ એક કેમ પછી રહે?
તો યજ્ઞ વિણુ કો' વૃષ્ટિને વરસાવનારા કોણુ છે?–યજ્ઞ. ૪

પ્રભુને ભજો, વળી દાન દો, તપ આચરો અંતર થકી;
પણ યજ્ઞ વિણુ કો' પ્લેગને અટકાવનારા કોણુ છે?–યજ્ઞ. ૫

વાધે દરદ પછી વૈદ્યને તેડયા પછી કો' શું વળે?
ને શુદ્ધતા વિણુ દર્દને અટકાવનારા કોણુ છે?–યજ્ઞ. ૬

સંસારના આવારમાં બગડે હવા પ્રતિદિન, ને
પછી યજ્ઞ વિણુ એ ભ્રષ્ટતા અટકાવનારા કોણુ છે–યજ્ઞ. ૭

---

## એક મિત્રનો પત્ર વાંચતાં ઉદ્ભવેલા વિચાર.

**શિખરીણી—**

પ્રિયે વાંચ્યો ત્હારો અમૂલખ અહા! પત્ર સઘળો,
અને વાંચી વાંચી હૃદયમહીં આનંદ પ્રસર્યો;
અહા! કેવો મીઠો સરસ વહતો રસ મહીં છે
અને આ દુઃખીને અહહ! શમવા વાત કહી છે. ૧

ભલા આ સંસારે–જગતમહીં પંખી નવનવાં,
ઘણી જન્મે જાએ–ઘડીક કરતાં ગેલ સુખીઆં;
છતાં કો'છો તેવું સરસ સુખીયું કો ન જગમાં,
સુખો પૂઠે રે! રે! ભ્રમણુ કરતાં દુઃખ સહતાં. ૨

નથી ઇચ્છા મુને જગત સુખની ભાઈ! કહિયે,
ગમે ના રોવાનું જગત દુઃખથી ભાઈ! વળીએ;
ભલે લોકો મ્હારી અવનતિ કરે ઉર થકીએ,
અને બુમો પાડી મમપર ધરે રોષ હૃદયે. ૩

ભલે ના ભ્રાતાઓ મમ જીગરના મર્મ સમજ્યા,
ભલે ના વૃદ્ધોએ મમ જીગરના ભાવજ લહ્યા;
ગણી મુને ગાંડો-કરમ કુટલો છો કહે વળે;
છતાં ના ના મ્હારૂં હૃદય ધરશે રોષ કદિએ. ૪

ભલે બંધુઓનાં જીગર મમ સામે ધસી પડે,
અને આ દુઃખીને અરર ડસવા ઉત્સુક બને;
ભલે મેઘો ફાટી મુજ શિરપરે રોષથી પડે,
રવિ ઉન્હાળાનો ગરમ બની છો ભસ્મિત કરે. ૫

વહે છે વ્હેતું આ ઝરણુ સંસારી ઝડપથી,
હજારો દેખાવો થઈ ગયા અને થાસે નૂતન કૈં
કહો તેમાંથી કો રહ્યું અમર રે'વા જગતમાં,
ભલાં ભૂડાં સૌએ જરૂર નમશે ભાઇ ! ભવમાં. ૬

કહો શાને બ્હીવું ? જગત મહીંના જીવ નબળા,
અને બ્હીનારાઓ વધુ કહો નહીં કયમ નબળા ?
ભલા તો, શાને ના, પ્રભુમય થઇ જીવન ધરૂં ?
અને કો' શાને ના, પરમ આશયથી વહી જવું ? ૭
પ્રભુ છે હૈડામાં-જીવન પ્રભુ મ્હારૂં કયમ નહીં ?
પ્રભુ છે આનંદી-અનુભવ કરૂં હું કયમ નહીં ?
નથી હું રાજાજે હનન કરૂં પાપી સરવને,
અને રાજાથીએ જગત હણવાનું નવ બને. ૮

ભલા ભૂંડા ત્હોયે કદિ નવ હણુ ભાઈ ! ભઇને,
ભલે મ્હારી સામે જગત આ સરવે ધસમસે;
મ્હને ના ઈચ્છા છે કદિય દુઃખ દેવા જીગરને,
પ્રભુની કૃપાથી મમ જીગરમાં શાન્તિ ઠરશે. ૯

ભલે પ્રિયા બોલી કટુ વચન મ્હારા તરફ, ને
ભલે ફાવે તેવું, મરણ મુજ માટે કરી રહે;
પ્રભુ મ્હારો બેલી-જીવન અવસાને નવ ડરૂં,

સ્વધર્મે ચાલીને-જીવન પ્રભુને અર્પણ કરૂં. ૧૦

અહા ! એ બન્ધુઓ ઘડીભર રમી શાન્ત પડશે
અને ભોળા લોકો ગરબડ કરી નામ ત્યજશે,
વળી, એ પ્રિયાયે મુજ તરફ જોશે પ્રણયથી,
કહો તો શાને ના ? ઘડીભર રહું શાન્ત મનથી ૧૧

અને જ્યારે જોશે મુજ પથ ખરો એ સ્વજન સૌ
થશે દુઃખી ત્યારે અરર ! મુજ બન્ધુ ગરીબડાં;
પ્રભુ ! વ્હાલા પિતા ! તુજ બલ વડે સૃષ્ટિ સઘળી,
ખરા ભાવિકોને જરૂર કરજો માફ પ્રભુજી ! ૧૨

---

## મહાત્મા ભરતનો અપૂર્વ સ્નેહ.

**अनुष्टुप्—**

ભરત ઝબકી જાગ્યો, સ્વપ્નમાં રડતો હતો,
અનિષ્ટ સ્વપ્ન જોવાથી દુઃખી સ્હેજ બની ગયો. ૧

ઉષાની વાટ જોતો તે-સ્વપ્ન વાત વિચારતો,
પિતા પાસે જવા સારૂ ઉત્સુક અંતરથી થયો. ૨

એવામાં ઉઘડ્યાં દ્વાર થઇ ભડભડ કોટનાં
અને ત્યાં દોડતા આવ્યા દૂત એ નિજ તાતના ૩

ભરત દૂરથી જોઈ વિમાસે મનમાં ઘણું
સ્વપ્નની વાત સંભાળી, કરે તર્ક વળી બહુ; ૪

અરેરે કેમ દૂતો આ-માલુમ ઉદાસી પડે,
દોડતો દૂત પાસે તે આવીને વિનવી કહે. ૫

**उपजाति—**

રે દૂત ભાઇ ! કહોને તમે તો,
મુજ તાત બન્ધુ સુખીજ છે ને ?
ત્રણેય માતા સુખમાં હશે ને,
સુખી હશે રાજ્ય વળીય સંધુ. ૬

દૂતો કહે સાંભળ રાજપુત્ર,
ચાલો તમારો ખપ છે બહુ ત્યાં;
જ્હેને ચહો તે સુખમાંજ છે ને,
ઘડીય મિથ્યા નવ શોભતા હ્યાં. ૭

अनुष्टुप्—

શબ્દો દૂતના શુણી ભરત દુઃખ પામ્યો અતિ,
રજા મોસાળથી લેઈ ગયો શત્રુઘ્ન પાસ તે. ૮

અયોધ્યાથી અરે ભ્રાતા! આવ્યા છે અહીં દૂત બે,
ચાલો નિશ્ચે જવું આજે અનિષ્ટ ભાસે છે મ્હને. ૯

उपजाति—

તૈયાર બન્ને થઈ ત્યાં ગયાને,
તર્કો વિતર્કો ઘણાક કરતા,
ચાલ્યા ઝપાટે નિજ દેશ માટે,
થોભે જરાના પણ શ્વાસ લેવા. ૧૦

अनुष्टुप्—

પૂરમાં પેંસતાં કંપ્યો ભરત દિલ દાઝ્યું અતિ,
અયોધ્યા, અયોધ્યા નથી–શાન્ત નગરી ભાસતી. ૧૧

પિતાના ગૃહમાં પેઠો–જોયા નહીં ત્યાં તાતને,
જાણી માતના ઘરમાં હશે એમ લહી ગયો. ૧૨

शार्दुलविक्रीडित—

જાતામાં નિજ માતને નમનથી પૂછ્યું "પિતા ક્યાં ગયા ?"
"શાને આ નગરી મહીં નવ મળે વેપાર ધંધો અરે!"
"ઓ માતા! ક્યમ આજ આ ભુવન સૌ ઉજ્જડ દીસે મ્હને?"
"શાને તું મલકાય છે પણ અરે! માતા! કહો સૌ મ્હને."૧૩

उपजाति—

કૈકેયી બોલી શુણ મુજ વ્હાલા!
તુજ તાત ચાલ્યા સૌ જાય છે ત્યાં;

નથી રહ્યું અમર જગતમાં કો,
થનાર સઘળું થયા કરે છે. ૧૪

**અનુષ્ટપ્—**

શુણી આ કારમા શબ્દો ભરત બેભાની થયો,
તાતના ગુણ સંભાળી દુ:ખમાં ગરકી ગયો. ૧૫

"મૂકીને તાતજી! ચાલ્યા–જોવાર્યું મુખ ના અરે!
"રાઘવ ક્યાં હશે માતા!" ભરત પૂછે દુ:ખથી, ૧૬

**ગરબી—**

કૈકેયી બોલી વ્હાલથી "શુણ વ્હાલારે"
રામ લક્ષ્મણ ગયા વનવાસ સીતા સાથે સંચર્યારે. ૧૭

તેથી ભૂપ ગયા પ્રભુ પાસ અતિસુખ વાધિયું રે
માટે રાજ્ય કરો મહારાજ એતો મ્હને ફાવીયું રે. ૧૮

બેટા! રાજ્ય સમુ નથી સુખ–કર્યું તુજ કારણે રે,
રાજ્ય કરો હવે સુખપૂર–ઝુલો સુખ પારણે રે, ૧૯

પ્રજા દેશે અતિ આદરમાન–એતો મ્હને ભાવિયું રે,
વ્હાલા! નામ થશે વિખ્યાત, એતો ક્યમ ફાવિયુંકે? ૨૦

**અનુષ્ટુપ્—**

મતિ કૈકેયીની જોઈ ભરત મૂર્છામાં પડયો,
મૂર્છામાંયે લવી ઉઠયો "માતા નર્ક મહીં જજો." ૨૧

ભાનમાં આવતાં રૂવે આર્તનાદ થકી અરે!
માતાનું મુખ જોતાંયે લજ્જાથી શરમાય તે. ૨૨

કારની ચીસ શુણીને કૌશલ્યા મુખથી વદ્યાં,
લાગે ભરતનો સાદ "સુમિત્રા! તેડી લાવ ક્યાં." ૨૩

**શાર્દુલ વિક્રીડિત—**

કૌશલ્યા દીનમુખથી કકળતાં રોતાં કહે સૂતને,
વ્હાલા! રાજ્ય કરો હવે સુખથકી કંટક ના કો નડે;

બેટા ! કૈકેયી સાથ રાજ્ય કરતાં સુખી થજો, સુખીયા !
જ્યાં મ્હારે સુત રામ છે તહીં મ્હને પ્હોચાડ-
ટાળો વ્યથા. ૨૪

गरबो—

શુણી ભરત રોઇ પડયો-કહે "માતારે !"
મ્હારો કોઇ નથી અપરાધ એ મુજ માતારે !" ૨૫

પાપી કૈકેયી કેરી વાત જાણું નહીં માતારે !"
મ્હને ઇશ્વરના સોગન-નથી રાજ્ય ઇચ્છારે. ૨૬

હું તો જાઇશ સત્વર માત ! સીતા રામ લેવારે,
માટે કરશો ના કોઇ ઉત્પાત વ્હાલી માતારે. ૨૭

રામ વિના પાછો કદિ નહીં આવું રે,
માટે કરશો ના આક્રંદ શાણી માતા રે. ૨૮

अनुष्टुप—

કૌશલ્યા વ્હાલથી ઉઠી ભેટી ભરતને પડી,
બોલે ના મુખથી કાંઇ મુખ સામું જોઇ રહી. ૨૯

પિતાના દેહની ક્રિયા કહ્યું કરવાને, અને
રામ પાસે જવા સારૂં વિનવ્યું નરમાશથી. ૩૦

દેહ ક્રિયા કર્યાને યે ચૌદ દિન વહી ગયા,
રાતે પૂરમાં સઘળે વાગ્યો પૂર જોશે પડો. ૩૧

"રામને શોધવા સારૂ ભરત જંગલ જાય છે,"
"રજા સર્વને સાથે-જવાની અરપાય છે." ૩૨

"ધન્ય છે ભરત તુંને, ધન્ય છે તુજ સ્નેહને,
"ધન્ય છે તુજ બુદ્ધિને, ધન્ય" એમ સૌ કો કહે ! ૩૩

ઘોંઘાટ પૂરમાં ચાલ્યો, નિશા દૂર ખસી ગઇ,
લગ્નના ઉત્સવ પેઠે-ધામધૂમ મચી રહી. ૩૪

उपजाति—

સ્હવાર થાતાં સૌ લોક આવ્યા,
ભરત સાથે વનમાં જવાને,
જાણે ચઢયું વાદળ ઘનઘોર,
પૃથ્વી સતીને અભિવંદવાને. ૩૫

ડંકા બજેને ચળકે નિશાનો,
ધ્વજા પતાકા ફરકે ઘણાકો,
આનંદ આનંદ વ્યાપી રહ્યો છે,
ને રામના ગુણ ગર્જી રહ્યા છે. ૩૬

પૂરમાં મળે ના કો વૃદ્ધ બાલ,
સમસ્ત નગરી ખાલી થઇ છે,
ઉત્સાહથી સૌ વનમાં પળ્યાને,
ગંગા કિનારે આવી ગયાને. ૩૭

अनुष्टुप्—

ઘોંઘાટ સર્વ શુણીને ગર્જ્યો ત્યાં નિષાદપતિ,
બજાવ્યું યુદ્ધનું ઢોલ–હાહાકાર થયો અતિ. ૩૮

અનેક ભીલનાં ટોળાં, આવ્યાં ત્યાં ઘડી એકમાં,
નદીના પૂરની પેઠે ચાલે ત્યાં ખુબ હર્ષમાં. ૩૯

અયોધ્યાની ધ્વજા જોઇ વિચારે પતિ ભીલનો,
રામને દુઃખ દેવાને ભરત અહીં આવ્યો હશે. ૪૦

તેથી નિશ્ચે હણુ ત્હેને રામ દુઃખ ટાળું, અને
જવા દઉં આજ ના ત્હેને રોકયો મારગ ત્યાં પછી. ૪૧

उपजाते—

ભરત તત્કાળ ઉભો થયોને,
ધ્વજા ઉરાડી સુલેહ તણી ત્યાં,
પછી ગયો રાજન્ ગુહ પાસે,
વિનયથી વાત બધી કહી, ને. ૪૨

શંકા થઈ દૂર ગુહરાજની જ્યાં,
ભરતનાં ખુબ વખાણુ કીધાં.
ચર્ચાઈ વાતો પછી રામની; ને,
ગર્જી રહ્યું જંગલ રામથી ત્યાં. ૪૩

शिखरीणी—

પછી આગે જાતાં તરત મળી શય્યા તૃણુ તણી,
ગુહાવાર્તાલાપે ભરત દિલ કંપ્યું કમકમી;
રડે છે ચોધારે "અરર કયમ કરીને સહી શકું,
અરેરે ! મ્હારાથી હ્રદય ત્રણુ સ્હે છે દુઃખ બહુ. ૪૪

અરેરે ! ઓ બન્ધુ ! કયમ કરી રહો જંગલ મહીં ?
અરે રે ! શી રીતે તમ હ્રદયમાં શાન્તિ મળતી ?
પ્રભુ ! કેવી રીતે સહતી દુઃખ સીતા ? નવ કળું,
અરે રે ! શાને આ જીવન પણુ હું તો ધરી રહું." ૪૫

अनुष्टुप्—

ભરત એ ભાની થયો હૈયા ફાટ રડે અને,
ઉતારી નિજ વસ્ત્રોને વલ્કલને ધારણુ કરે. ૪૬

રોતાં ભરતને દેખી રૂવે સર્વ પ્રજા વળી,
ચોધારે વહે અશ્રુ સરિતા પણુ ખારી બની. ૪૭

ચાલ્યુ ચિત્રકુટ પાસે પૂર આ વહતું અતિ,
જોઈ સર્વે પશુ પંખી નાશે દૂર અહીં તહીં. ૪૮

આ વેળાએ સીતા પ્રત્યે રામજી કહેતા હતા,
" શું આ વનની લીલા–નથી રમ્ય ? સતી સીતા ! " ૪૯

" વહે મન્દાકિની પાસે–ઉંચાં છે શૃંગ કુટનાં, "
" પંખીના કલરવ સાથે કેવો શિત વાયુ વહે ! " ૫૦

એવામાં ચમકી રામ કહે લક્ષ્મણુ ભ્રાતને,
" જુઓને કોણુ આવે છે ? નાસે વનચર કયમ યાં ? " ૫૧

લક્ષ્મણે વૃક્ષ ટોચેથી જોયું સર્વ દિશા મહીં,
અયોધ્યાની ધ્વજા જોઇ કહે રામ પ્રતિ પછી. ૫૨

" શાન્ત અગ્નિ કરો ભ્રાતા ! સંતાડો જાનકી અને, "
" સંભાળો શસ્ત્ર આદિને-ભરત આવે છે અહીં. ૫૩

" રાજ્ય પ્રાપ્તિ થઈ ત્હોયે ભરત તુષ્ટ થયો નહીં, "
" નિષ્કંટક રાજ્ય જોવાને આવે છે હણુવા અહીં. ૫૪

" શાન્ત થા ! શાન્ત થા ! ભ્રાતા ! " વદે રાઘવ ખેદથી,
" બોલીશ ના વધુ કાંઇ-પાપમાં પડતો નહીં. " ૫૫

" ભરત સામ્યની મૂર્તિ-પ્રેમનું પટકુળ છે, "
" હેતનો હાર હીરાનો-સ્નેહનો શણગાર છે " ૫૬

" આવે છે ભાઇ ! હિતાર્થે, પ્રીતનો પરમાર એ, "
" રાજ્ય લોભના અર્થે હૃદે રોષ ધરો નહીં. " ૫૭

એવામાં દૂરથી દોડી આવી ભરત નમી પડયો,
રામનું રૂપ જોઇને મૂર્છાથી ગબડી પડયો. ૫૮

( ભરત મૂર્છાથી જાગી રોતાં રોતાં કહે છે ):-

**कवाली—**

અરે બન્ધુ શુણો મ્હારા ઘટે ના ક્રુરતા આવી,
જગતમાં જ્યેષ્ટ પુત્રોને ઘટે છે રાજ્યની પદવી; ૫૯

પિતા ચાલ્યા પ્રભુ શરણે વિયોગે આપના, ભાઇ !
રડે છે રોજ અયોધ્યા રૂચે ના મુજને કાંઇ, ૬૦

અરે રે રામ ! શા વાંકે તજો છો ભાઇ ન્હાનાને;
અરે રે ! કેમ આ શોભે જટા વલ્કલ રાજાને. ૬૧

હુજો ધિક્કાર ! રે ધિક્કાર ! પ્રભુ ! આ માત મ્હારીને,
ક્ષમા દો ભાઈ ! ઓ ભાઇ ! પ્રભુ ! આ બાલ ન્હાનાને. ૬૨

**शिखरीणी—**

પિતાના મૃત્યુથી રૂદન કરતા રામ જબરૂં,
ઉઠાડી બન્ધુને ભરત મુખનું દર્શન કર્યું;

પછી બોલ્યા ધીમે "ભરત રડના-શાન્ત બનતું"
અને શા માટે ત્હેં મમ સમ અરે ! રૂપજ ધર્યું ? ૬૩

પિતાનું એ ભાઇ ! વચન કયમ પાળું નહીં નહીં ?
સખે ! પિતા સારૂં જીવન પણ અર્પું કયમ નહીં ?
મનુષ્યોને માટે વચનજ રહ્યું એક પળવું,
અને તે ખોયાથી મરણ પણ ભૂડું નવ મનું. ૬૪

હવે પાછો જાતું સરસ કરજે રાજ્ય સઘળું,
ગુરૂ માતાને ના દુભવીશ કદિ કૃત્ય કરતાં;
પ્રજાને સંભાળી સરત રીતથી ન્યાય કરજે,
દશે દિશાઓમાં-અમર કરજે નામ સઘળે; ૬૫

**अनुष्टुप्—**

માને ના ભરત કિન્તુ રડે ખુબ આવેશથી,
અયોધ્યા તરફ જાવા રામ વિણ માને નહીં, ૬૬

કૌશલ્યા કકળે અતિ રડતી સુમિત્રા ઘણું,
કૈકેયી મુખ કરમાયું-રૂષી દુઃખ પામ્યા બહુ. ૬૭

ચતુર્ધારે રડે સેના-રડે સર્વ પ્રજા અને,
દેખી આ શોક દેખાવો રડે મન્દાકિની અરે ! ૬૮

ચિત્રકુટ ઉંચો થાએ રડે માન મૂકી અહા !
તરૂવર ડોલતાં થંભ્યાં શોકમાં ગર્કી ગયાં. ૬૯

ચિત્રકુટ પરિસીમા શોકમાં ગરજી રહી,
"અયોધ્યા રામના આવે-તો કોઇએ જાવું નહીં." ૭૦

હૃદય રામનું કંપ્યું-ધર્મ સંકટમાં પડયું,
સર્વનો સ્નેહ પાખીને-બરફ સમ તે ઓગળ્યું. ૭૧

**सवैयाः—**

રામ કહે " તું શુણ મુજ બન્ધુ ! ચૌદ વર્ષ વનવાસ જવું"
" માત તાતનું વચન પાળીને નિશ્ચે અયોધ્યા ફરવું. ૭૨
લે મુજ પાદુકા અર્પુછું રાજ્ય કરો મુજ નામ થકી "

પ્રજા પુત્ર સમ પાળી બન્ધુ ન્યાય કરો પ્રભુ નામ થકી. ૭૩
પ્રજા! પ્રજા! આ પ્રજા આપણી હું પર હેત ધરે અદકું,
સંભાળો, પાળો, પોષો કદિ દુ:ખ પડે નહીં હે બન્ધુ. ૭૪
નિજ માત ભણીફરી રામ કહે પછી એ માતા! વ્હાલી માતા!
" ભરત રામ સમ જાણી લેજો-દુ:ખ ધરો નહીં એ ત્રાતા! ૭૫
ગયા તાત વિયોગ થકી પણ દૈવ કરે ત્યાં શું કરવું?
વચન પાળવું એ એ જનની! ભુષણ માનવ ધર્મતણું. ૭૬
રામ કહે નિજ પ્રિય પ્રજાને ગદ્ગદ્ કંઠ થકી વદતાં,
ભાઇ! વળો સરવે પાછા હા! રામ નથી તમથી અળગા. ૭૭

**अनुष्टुप्—**

રામે સમજાવ્યા સૌને-પાછા વળવાને કહ્યું,
ચૌદ વર્ષ વીતી જાતાં-અયોધ્યા ફરવા કહ્યું, ૭૮

**शिखरीणी—**

અહાહા! આથીયે, ભરત દીલ થંડુ નવ પડયું,
અને રોતાં રોતાં ગદ્ગદ્ સ્વરે રામજ કહ્યું;
ન ચાલે બોલ્યો તે " પ્રભુજી! વળજો કાળ વહતાં,
નહીં તો આ કાયા જરૂર બળશે દિનજ જતાં. ૭૯

**मन्दाक्रान्ता—**

વ્હીલે મ્હોડે સઉજન વળ્યા શોક હૃદે અપાર,
હા! હા! રે! રે! ભરત દીલનો ઘાવ રૂઝે જરાન;
મ્હોટેથી તે રૂદન કરતો બોલીઓ હા! મુખેથી,
અયોધ્યામાં રઘુ વિણ કદિ પગ મૂકુ નહીં હું. ૮૦

**उपजाति—**

જટા ધરી શીષ પરેજ તેથી,
કાષાય વસ્ત્રો અંગે ધર્યાને;
રહ્યો પછી ગ્રામ નંદી મહીં તે,
પભુ તણું ધ્યાન હૃદે ધરીને. ૮૧

## લક્ષ્મી !

**અંજની ગીત—**

લક્ષ્મી છે તુજ માયા મ્હોટી:
જ્યાં જોઉં ત્યાં તુજ પનોતી:
સંસારે સુખ દુઃખ કરંતી:
ઓ રાક્ષસી ! દેવી ! ૧

માત પિતામાં વેર કરાવે:
ભ્રાતાઓમાં સ્નેહ ઘટાડે:
કજીઆને કંકાસ વધારે:
કેવી તુજ ખુબી ! ૨

રે તુજ માટે રાજ્ય ગયાં છે:
આ સંસારે પાપ વધ્યાં છે:
મોહથી માનવ ખુન થયાં છે:
કેવી ઘાતકિની ! ૩

હા ! હા ! સ્નેહ વધે તુજ લીધે:
રાજાઓ પણ નમ્ર બને છે:
ગાંડાઓ ડાહ્યાજ ગણાયે:
કેવી તુજ કૃતિ ! ૪

ઢોંગીને તું દેવ પ્રમાણે:
ખોટાને સાચુંજ મનાવે:
સાચાને ખોટુંજ ગણાવે:
માયા તુજ કેવી ! ૫

સંસાર સુકાન ધરે તું હાથે:
નર્ક સ્વર્ગનાં દ્વાર બતાવે:
ભોળાને ભરમાવી મારે:
તું વેશ્યા ! તું સતી ! ૬

લાખો માનવ ડુબી ગયાં છે:
ઘોર નઠારાં કર્મ થયાં છે:

માનવ જન્મજ ભૂલી ગયાં છે:
કેવી ક્રુર કર્મી ! ૭
કોઇકિ લોક તર્યા તુજ લીધે:
પરમાર્થ કરી પ્રભુમાં ચિત્ત રીઝે:
નામ અમર એવાનાં થયાં છે:
તેથી તું દેવી ! ૮

---

## અદ્‌ભૂત મ્હેલનો અદ્‌ભૂત લેખ.

રોળાવૃત્તઃ—

થયો ભડાકો તોપ તણો ગગડ્યું નભ ભારે,
મ્હોંચ્યો ધ્વની આકાશ પ્રસરીઓ દશે દીશાએ;
ગયો ગયો દૂર ગયો ધ્વનિ મંદ મંદ થતાંને
થયો ઝીણો બહુ ઝીણો–પછી તે નવ સંભળાએ; ૧

રહ્યો પછી આભાસ–ભાસ પણ ભુંસાઈ જાએ,
એવામાં વળી થાય ભડાકો બીજો ભારે;
ત્હેની પણ ગતિ થાય પ્રથમના જેવી ટુંકી,
રહે નહીં નિશાન–સાન પણ રે' ના ઝાંખી. ૨

મનુષ્ય બનાવે મ્હેલ સ્થંભ કીર્તી મેળવવા,
ઝળહળ ઝળકે જ્યોત મનુષ્યો વાહ્‌વાહ્ કે'તા;
પ્રસરે જ્યોત બહુ પ્રસરતાં ઝાંખી થાએ,
થાતાં ઝાંખી જ્યોત તિમિરનો તોર જણાએ. ૩

કોઇકિ બળે બહુ દેશ કરી લે કબજે જોતાં,
પછી ચણાવે સ્થંભ લખાવે લેખજ મ્હોટા;
કાળ ચક્રને દેશ પ્રસરતાં ભુંસાઇ જાએ;
હતું નો'તું થઇ જાય, પલકમાં શુન્ય જણાએ. ૪

મનુષ્ય રચેલું કાંઈ રહે નહીં અમર ભાઇ !
કાળોદધિ મહીં લુપ્ત થઈ ભાસે ના કાંઇ;

પણ મંદીર એક ભવ્ય બનાવ્યું કો વીરલાએ;
લખ્યો લેખ સમ્પૂર્ણ છતાં નવ કીર્તિ માટે. ૫

શી કહું રચના મ્હેલ તણી કે'વા ના શકિત,
જણાય કૈં ના ખોડ પ્રકાશે ઝળહળ ઝળકી;
જયોત પ્રકાશે દૂર ત્હોય ના ઓછી થાએ,
ખુટે તેટલું તેલ ઉમેરે નિજ કલાએ. ૬

લેખ લખ્યો સંપૂર્ણ કલા અદ્દભૂત બતાવી,
ભૂસ્યું ભૂસાય નહીં નિરંતર ઝળકે જ્યાંહીં,
એ મ્હેલ વિશ્વ સમ્પૂર્ણ રચના અદ્દભૂત દેખો,
વેદ લખેલો લેખ નિરંતર વાંચી હરખો. ૭

કાર્ય થકી કારણ જણાએ,–જોઇ વિચારો,
વિશ્વવેદ એ કાર્ય–નિમિત્ત કારણ પ્રભુ જાણો;
ઉપાદાન કારણ પ્રકૃતિ વિશ્વ તણી છે,
ઉપાદાન વળી જીવ–નિમિત્ત કારણ છે જોને. ૮

એ ત્રણે અનાદિ મૂલ વિશ્વ રચવા માટેનાં,
જાણી જુવે નિજ ધર્મ–લેખ વાંચી જીવ ઘટમાં;
તે માટ જુઓ એ દિવ્ય લેખ વાંચીજ વિચારો,
વિચાર કરી એ લેખ પ્રમાણે વર્તો વર્તો. ૯

---

## ફલાસક્તિજ બંધન કર્ત્તા છે.

गझल. कव्वाली—

અરે! ઓ જીવ! બેઠો થા ભુલે છે આત્મને શાને,
ચઢેલો મેલ ફેંકી દે પછી તું આત્મ જોઈ લેને. ૧

જગત આ સર્વમાં વિભુ રહ્યો છે વ્યાપ્ત રસ રૂપે,
નથી પરમાણું કોઈ એકે પ્રભુ વિણ એકલું મ્હાલે. ૨

અરે! તે માટ ઓ પ્યારા ઉપાર્જન ધર્મથી કરજે,
ધરમથી જે મળે તેમાં અહોનિશ મગ્ન તું રે'જે. ૩

ન લાલચથી કદાપિ તું અધર્મે ધન મેળવતો,
અનિત્ય આ જગત છે ભાઇ! અધર્મે મેલતો ચઢતો. ૪
નથી કર્તવ્ય તજવાનું ભલેને જગત મિથ્યા હો,
**कर्मण्येऽवाधिकारस्ते फलेषुमा** કદાપિ હો. ૫
ફલાસક્તિજ બંધનનું ખરૂં કારણ તું જાણી લે,
**मा कर्मफलहेतुर्भुर्मा,** અરૂચી હો ન કર્તવ્યે. ૬

---

## સ્વામી દયાનંદને વિજ્ઞપ્તિ.

**भैरवी-गझल—**

શાંતિ ને સુખ અર્પનારા એ દયાનંદ ક્યાં ગયા?
અંતર ભભુતિ ચોળનારા એ દયાનંદ ક્યાં ગયા? શાંતિ૦ ૧
પાખંડ મત સંહારવા વૈદિક મત પ્રસરાવીયો;
વૈદિક મત પ્રસરાવનારા—એ દયાનંદ કયાં ગયા? શાંતિ૦ ૨
યોગી થયા સંસાર છોડી—સંસારને ઉદ્ધારવા;
સંસારને ઉદ્ધારનારા—એ દયાનંદ કયાં ગયા? શાંતિ૦ ૩
વન વન ભમ્યા દુઃખો સહી ધરી દાઝ અંતર દેશની;
ઉત્કર્ષ ભારતનો કરીને—એ દયાનંદ કયાં ગયા? શાંતિ૦ ૪
અંધકારમાં રડતી હતી ભારત જનેતા દુઃખથી;
એ અંધકાર ને દુઃખ દૂર ફેંકી—એ દયાનંદ ક્યાં ગયા? શાંતિ૦ ૫
સત્યનો ડંકો બજાવી, જ્ઞાન અમૃત આપીયું;
એ જ્ઞાન અમૃત અર્પનારા—એ દયાનંદ કયાં ગયા? શાંતિ૦ ૬
શાસ્ત્રો ભણી, શુદ્ધ બ્રહ્મ જાણી, તત્વજ્ઞાન બતાવીયું;
એ તત્વજ્ઞાન બતાવનારા એ દયાનંદ કયાં ગયા? શાંતિ૦ ૭
સૂર્ય ચંદ્ર અસ્ત પામે ને પુનર્ ઉગે વળી,
હમેશ માટે અસ્ત પામી એ દયાનંદ ક્યાં ગયા? શાંતિ૦ ૮
ભારત પનોતા પુત્ર ત્હારૂં સ્મરણ અંતરમાં ધરી;
ગદ્ગદે સ્વરે વિનતી કરૂં છું આવજો કરીને દયા. શાંતિ૦ ૯

---

## ઈશ્વર, જીવ અને પ્રકૃતિ.

**કવાલી—**

જગતમાં વસ્તુ બે જાણો પ્રકૃતિ જીવ પરમાણો;
પ્રકૃતિ જીવના ગુણો જુદા ભિન્ન ભિન્ન-તે જાણો. ૧

પ્રકૃતિથી બનેલું છે જગત સદૃશ દેખાતું;
ગણાએ પંચ ભૂતોનું છતાં છે એક વસ્તુનું.—જગતમાં. ૨

બધી ઇન્દ્રિ અને બુદ્ધિ બની છે ભૂતની ભાઇ !
નથી કે જીવનું તેમાં, વૃથા-એ સર્વ વિકારી-જગતમાં. ૩

પ્રકૃતિમાં ફસી જીવો ચહે છે સુખ દુઃખદાયી,
અને અંતે જગતમાંહી ભમે છે ખુબ અજ્ઞાની-જગતમાં. ૪

પીડાતા દુઃખથી જ્યારે ભજે છે દેવ દેવીને,
નમે છે ભૂત પ્રેતોને વૃથા-કલ્પી બનાવીને-જગતમાં. ૫

નથી કૈં ભૂત પિશાચો-નથી રાક્ષસને દેવી,
બધાં એ માનવી પોતે નથી ત્રીજું જગતમાંહી-જગતમાં ૬

અહીં સંસારની માંહી વૃથા સંકલ્પ કરવો ના,
જગતના માર્ગની માંહીં નડે સંકલ્પ ખોટો આ-જગતમાં ૭

પ્રકૃતિ જીવથી જુદો-પ્રભુ છે સર્વમાં વ્યાપી,
અને છે કર્મ ફલ દાતા-મહાજ્ઞાની નિરાકારી-જગતમાં ૮

જગતના યંત્રથી પોતે જીવોને મોક્ષ અર્પે છે;
ભજો એ નાથને તેથી-જરૂર સંસાર સ્હેલો છે-જગતમાં ૯

અહાહા! નાથ એ પ્યારો જીગરમાંહી રહેલો છે,
પીછાણો દીવ્ય ચક્ષુએ-પરમ પદ પામશો સ્હેજે-જગતમાં ૧૦

---

## બ્રહ્મચર્ય વિષે.

ભાઇઓ! હૃદયે વાત વિચારો આજથી બાળ લગ્ન પ્રજાળો ટેક.

બાળલગ્નમાં બહુ મ્હાલોછો શિરપેં કુહાડી નવ ફેંકો,

દાઝે જંતુ બહુ મરતાં દેખી, બાળક ગળાં નવ રેંસો-ભાઇઓ. ૧

બ્રહ્મચર્યના તેજ પ્રતાપે ઇન્દ્ર દેવ પણ હારે;
એજ બળથી પરદેશી આપણને તેજે તાણે-ભાઇઓ. ✓ ૨

હાય ! આપણે થયા ખરે આ બાળલગ્ને બે હાલી,
ચેતો નહીં તો થોડા સમયે થશે અરે ! પાયમાલી-ભાઇઓ. ૩

જરા જુઓ સીંધી કાબુલી કંઇ ઉર ધરો વિચારી,
નહીં તો પસ્તાવા પણ માટે પળ રે'શે નહીં ખાલી-ભાઇઓ ૪

બાળકનો વરઘોડો કરવો ખરેખરો વરઘોડો,
ચેતો નહીં તો થોડા સમયે થશે ખરો વરઘોડો-ભાઇઓ ૫

એક પાઇની ભાજી ખરીદતાં કરો ખરી ચોકસાઇ,
જીવનનાં સાધનને શું તમે ખરીદતાં જાઓ હારી-ભાઇઓ ૬

કાચું બીજ વાવે કદિ શું સુધરશે ફળ ચારૂં,
બીજ બગડવાનું એ નકી ફળ થાશે નહીં સારૂં-ભાઇઓ ૭

રે ! આર્ય ! તમે આંખ ઉઘાડો, બીજાનું જોઈ શીખો,
કાફરના જેવી જાતોથી સુધરતાં કાંઇ શીખો-ભાઇઓ ૮

બાર વરસનો બાળક પિતા પ્રેમ રસ શું જાણે,
નિજ કાયને નિબલ કરીને જરા જલદી આણે-ભાઇઓ ૯

---

## મૃત્યુ.

**शिखरीणी—**

સખે ! મૃત્યુ એતો નૂતન આશા છે જીવનની,
સખે ! મૃત્યુ રાત્રિ, દિવસ સઘળા છે જીવિતની;
સખે ! રાત્રિથી તો પરમ ઉત્સાહ છે દિવસમાં.
સખે ! મૃત્યુથી તો મનોહર મઝા છે જીવનમાં. ૧

**मन्दाक्रान्ता—**

મૃત્યુને તું કદિ નવ સખે ! ઉરથી "ધિક" દેતો,
મૃત્યુના તું અપયશ નહીં કોઇની પાસ ગાતો;

મૃત્યુને હું જીગરથી સખે! “ ન્યાયીનો નાથ ” બોલું,
ને મૃત્યુને પ્રણય રસથી દેવની તુલ્ય ગાવું. ૨

મૃત્યુ વેળા નીચ નર સખે! ઇશનું નામ લેશે,
મૃત્યુ વેળા જીગરથી સખે! પાપીઓ પાપ જોશે;
મૃત્યુ વેળા થરથરી ઉરે ધાતકી કંપશે ને,
પસ્તાવાના દ્રવિત સઘળા બોતડા બોલશે ને, ૩

મૃત્યુ કેરા મધુર ટહુકા દોરશે શુભ પંથે,
મૃત્યુ રૂપી અનિલ લહરી સ્વપ્નમાં જાગૃતિ દે;
મૃત્યુ ગુરૂજન હૃદયને આપશે શીખ સારી,
ને મૃત્યુએ અમર સુખનું દ્વાર છે માનવીનું. ૪

---

## સુખી કોણ ?

**शार्दुलविक्रीडित--**

શ્રીમંતો બહુ છે અહા જગતમાં તે ના સુખી હે સખે!
લક્ષ્મીની વૃદ્ધિ થવા બહુ રટે-મૃત્યુ થકી એ ડરે;
રણશુરા નિજ બાહુના બળ વડે રણમાં રમે જોશથી,
કીર્તિ કારણ રોજ ચિંત્વન કરે નાના સખે! એ સુખી. ૧

વિદ્યા શોખીન વીર બહુ જગતમાં સુખે સુવે ના સખે!
બીજાની અદેખાઇમાં બહુ રહે તેના સુખી હે સખે! ૨

**वसंततिलका—**

જેના વિચાર સઘળા સતમાં સમેલા,
જેનાં મહાન કરમો, પ્રભુમાં રહેલાં;
જેની ઉપર અવરનું નહીં રાજ્ય ચાલે,
જેની સ્પૃહા નહીં જરા સખે! કીર્તિ માટે. ૩

જેનું જીવિત ઝળકયું દમી ઈન્દ્રિયોને,
જેનું જીવિત વહતું સખે! દેશ માટે,

જેના મહાન મરમો સખે ! પ્રેમમાં છે.
તે સૌ વિના અવર નહીં સુખી જન કોઇ. ૪

---

## નૂતન વર્ષે અભિનંદન.

**હરિગીત—**

ઉઠો શિવાજી ! ઉઠો શુરાઓ ! કાર્ય આપણું કરવાને,
દેશ બળે દાવાનળમાંહી, હાય ! અગ્નિ બુઝાવાને—
નૂતન વર્ષ આ નૂતન દિન છે નૂતન તેજ પ્રસરાવોને,
નૂતન ઉત્સાહ લાવી જીગરમાં અમર નામ જગાવોને. ૧
થઇ ગયું તે સંભાળો નહીં શોક કરે શું થાવાનું,
શ્યામ દળ આ વિખરાવીને વિચાર કરો શું કરવાનું;
નિદ્રામાંથી જાગી ઉઠો સૂતા શું ? પ્રિય બંધુઓ !
હિંદમાતાને બચાવવાને *યુધ્ધે ચઢો ઓ રણશુરો ! ૨
ગયો વખત પાછો નહીં આવે પલકતણી હાનિ જુઓ,
કર્મધર્મ સૌ નષ્ટ થવાથી લાજ આબરૂ શીદ ખુવો:
હિંમત અમ્હારી નષ્ટ થયેલી તેજ કરોરે ઓ ભ્હેનો !
અંધારે ઉંઘેલા અમ્હોને સતેજ કરો ઓ ભગિનીઓ. ૩
નુતન વર્ષ આ નુતન દિન છે, નુતન સઘળે દેખાએ,
મલિન હૃદયને નુતન કરવા વાત જરાએ ના થાયે;
વિચાર કરો ઓ શૂરવીર વીરો આજ નવું શું કરવાને ?
વિચાર કરીને અમલમાં લ્યો પાછું કદિ નહીં ફરવાને. ૪
જાગ્યા જોર કરીને દેશો, ભાગ્યાં નિજ દુર્ભાગ્યોને,
નૂતન દિને તે નૂતન કરે, કૈં ધન્ય ધન્ય એ વીરોને;
ચ્હડતી પડતી કુદરતની એ રીત અનુક્રમ ચાલે છે,
"પુરૂષાર્થે" જય મળશે નકી ન્યાય પ્રભુનો પણ એ છે. ૫

---

* કર્મથી ભ્રષ્ટ થવાથી આલસ્યરૂપી નિદ્રામાં ઉંઘીએ છીએ, માટે તે આળસને ખસેડીને કર્મરૂપી યુદ્ધમાં પ્રવીણતા મેળવી અમર નામ કરો.

## પ્રભુ કેમ રીઝતો નથી.

शिखरीणी--

વહે માનુષી આ જીવન સરિતા સાગર ભણી,
અને વેગે દોડે પરમ ઉત્સાહથી ઘુઘવતી;
હૃદે છે સ્વામીની અખંડ મુરતીની મધુ પ્રભા,
અને ના કૈં થોભે પ્રભુમય થવાની મન સ્પૃહા. ૧

अनुष्टूप—

દોડતી વેગથી ચાલે સ્વામીને અભિવંદવા,
નિર્મળ પ્રેમને લીધે બને તે અર્ધાગના. ૨

शिखरीणी--

છતાં આ સંસારે વિકટ રસ્તા બહુ કનડશે,
અને માર્ગે જાતાં ગગન અડતા ડુંગર નડે;
અને તેથી જોતે ગભીર વંટોળ ચ્હડી ગઇ,
નહીં પત્તો લાગે " પ્રભુમય થવાનો " ફરી ફરી. ૩

वसतंतिलका--

રીઝે પ્રભુ સતી ! નહીં શુદ્ધ ભક્તિ વિના,
રીઝે પ્રભુ સતી ! નહીં વિણુ આત્મનિષ્ઠા;
રીઝે પ્રભુ સતી ! નહીં ધિક પ્રેમથી કૈં
ને રીઝશે પ્રભુ નહીં ચલ વિજળીથી. ૪

---

## સુખ દુઃખ શું છે ?

अंजनी गति--

સુખ દુઃખ એ અંતરના સાથી:
જન હૃદય કૈં જુવે વિકાસી:
મનની વૃત્તિથી એ ઘડાયાં:—
પ્રભુનાં એ લ્હાણું: ૧
સુખમાં સૌ સાગરે ન્હેજો:
દુઃખડાં આવે તે સૌ સ્હેજો:

સ્નેહ સમ્બન્ધોની એ કસોટી:
પ્રભુનાં એ પ્યારાં: ૨
સુખ એ દુઃખડાંનું ફળ જાણો:
દુઃખડાં સુખનું રૂપ પ્રમાણો:
સુખ દુઃખ એ અંતરના ઓળા:
આખર એનાએ:— ૩

---

## દૈવી પંખી!

मन्दाक्रान्ता—

ઓ પંખીડા! જન હૃદયના કેમ ઉડી ગયો તું?
ત્હારાં વ્હાલાં તુજ ગમનથી ગાળશે શુષ્ક હૈયું;
રે! ઓ દૈવી! અમર રસ ત્હેં પ્રેમથી ખૂબ સીંચ્યો,
ને વેર્યાં કૈં મધુર ફુલડાં વિશ્વના બાગમાં આ. ૧
ના જોવાયું મમ નયનથી ઉડતું તુજ હૈયું,
ના જોવાયાં મમ નયનથી ફુલડાં વેરતો કૈં;
વ્હાલા! રેડી ટુંક સમયમાં વૃષ્ટિ ચાલી ગયો શું?
ને જોયાં ના જન હૃદયને તૃપ્ત થાતાં અરેરે! ૨.

શાને ચાલ્યો પ્રભુ કને સખા! ગુર્જરી વાડીમાંથી,
શાને ભૂલ્યો અરે જીગરથી સ્નેહી થૈ સ્નેહને તું;
શું તું જોશે પ્રભુ કને રહી દાઝતાં મૃદુ હૈયાં?
ને શું જોશે પ્રભુ કને રહી નમણું હાસ્ય કરતો. ૩.

अनुष्टूप—

સ્નેહીના સ્નેહથી વ્હાલું સુખ શું કલ્પ્યું હશે!
સ્નેહને મોક્ષમાં શો છે ભેદ તે ના કળી શકું. ૪.

मन्दाक्रान्ता—

રે! હું ભૂલ્યો તુજ મરણથી શોક શાને કરૂંછું,
રે! હું ભૂલ્યો તુજ મરણથી દુઃખ શાને મનુછું,
મૃત્યુ દેવા જન હૃદયને સુખનું સ્થાન દે છે,
ને સ્નેહીનું અમર મુખ શું સ્નેહ વિના હશે કૈં? ૫.

અનુષ્ટુપ્—

ઉભય જન્મ મૃત્યુનાં લક્ષ્યબિન્દુ નહીં જુદાં,
જન્મને મૃત્યુ માટે, ના હેતુ ઇશ્વરના જુદા. ૬.

## દગો દીધો.

ગઝલ. કવ્વાલી—

દગો દીધો દગો દીધો અરેરે શું દગો દીધો ?
સુકોમળ મ્હેં ત્હને જાણ્યું ધીકાવ્યું કાળજું મ્હારૂં. ૧
હૃદયના રસ પીપીને દગો દીધો અરેરે શું ?
વૃથા રેડયાં અરેરે મ્હેં ભર્યાં રસ પ્રેમનાં લીંબુ. ૨
અરે ! આંતર હેતુઓ ન સમજાયા—ન પરખાયા;
વૃથા મ્હેં ફુલડાં વેર્યાં વૃથા ઢોળ્યાં સુબિંદુડાં. ૩
ભલે તું તો કૃતઘ્ની થા ન થાવાનો કદિ હું તો;
અરેરે ! જે થુંકાયું તે ગળી જાશે કદિ શું કો ? ૪
ઘણી મ્હોટી દીધી આશા હૃદય મ્હારૂં બન્યું ભોળું;
ઠગાયો હું, ઠગાયો હું, અરેરે ! હા ! ઠગાયો હું. ૫
કહે મ્હેં શું કર્યું ખોટું કર્યું અપમાન કો ક્રૂરે ?
હૃદય શાને ભરાયું તે ? દગો દીધો દગો દીધો. ૬
ન માપ્રીની જરા રીતિ કદરથી ત્હેં કરી બાપુ;
ન છાજે આમ તરછોડી દગો દેવો અરે ! કિન્તુ. ૭
સમજ બાપુ ! સમજ બાપુ ! સમજ તું સ્નેહની રીતિ,
શું તરછોડે અરે વ્હાલા ! ઘટે ના ક્રુરતા આવી ! ૮
પુનઃ વ્હાલા તું ભેટી જા—જીગરને બાપ ઠારી જા,
અરેરે ! ઉરના લ્હાવા કરી જા શાન્ત ઓ પ્યારા. ૯

## સ્ત્રી એજ સંસારનું સુકાન છે.

ગઝલ. કવ્વાલી—

અહોહો ! આ જીગર મ્હારૂં બને પ્યારૂં કહો ક્યાં ? ક્યં ?
કટાએલું હૃદય મ્હારૂં ઘસાશે ક્યાં ? ઘસાશે ક્યાં ? ૧

જગતમાંહી ન જાણે કો વિના નારી જરા ત્હેને,
સઉ સુખો રહેલાં ત્યાં ખરે જો જાણશે એને. ૨
પ્રભુના મીઠડા બોલો રહેલા ત્યાં અહો દારા !
સુણાવો તે કિતાબો વિણુ મ્હને લાગે બહુ પ્યારા. ૩
જરા જુઠુ નહીં બોલો હૃદય મ્હારૂં ધ્રુજાવાને,
હૃદય જુઠુ નહીં જાણો પ્રભુનો વાસ છે ત્યાં ત્યાં. ૪
ત્હમે જો સત્યને ચ્હાશો અમોને લેશ નહીં પરવા,
અમારાં સર્વ સુખો છે રહેલાં તુજમાં પ્રેમદા. ૫
અમ્હારાં સૌ ઉંડાં દુઃખો તમારાથી ભુલી જાશું,
તમારી સ્નેહ વાણીથી અમ્હે તો મન રીઝાશું. ૬
અમ્હારી પ્રેમતૃષાને તમારાથી છીપાવીશું,
અને એ પ્રેમની વાતે પ્રભુના પ્રેમી પણુ થાશું. ૭
તમ્હે જો પ્રેમનાં ભોક્તા અમ્હારે ભાગ્ય નહીં હોશો,
અમ્હારૂં ને તમ્હારૂં આ જીવન વૃથા અરે ખોશો. ૮
તમ્હારા વિણુ આ મ્હેલો અમ્હોને સુખ નહીં આપે,
તમ્હારા વિણુ આ વૈભવ દાવાનળ સમ લાગે. ૯
તમ્હે સૌ ધર્મનાં મૂળ છો તમ્હે હિંમત હથિયારો,
તમ્હારા વિણુ આ સંસારમાં શું છે રહેલું હો. ૧૦
તમ્હે જો ધારશો દેવી ! તજાવા ઘાઢ અંધારૂં,
અમ્હારૂં તો જીવન સર્વે બની જાશે ઉષા જેવું. ૧૧
અમ્હારા ઉદ્યમો સઘળા તમ્હારા વિણુ છે કૈનહીં,
અમ્હારા રાજ્યના નેતા તમ્હારા વિણુ છે કો નહીં. ૧૨
અરે ! આ હિંદ દુર્ભાગ્યે તમ્હારા વિણુ સૂતું છે,
ચઢે છે વાદળાં ઘનઘોર અમ્હારાથી નહીં ટળશે. ૧૩
તમ્હારી પલ્કની નિદ્રા અમોને લાગશે લાંબી,
તમ્હારા સ્હેજ ઉત્સાહો નમાવે જયની ડાંડી. ૧૪
ઉઠો દેવી ! અરે દેવી ! તમારે શરણે આવ્યો,
તમારા અંકમાં લેઈ અમોને દીવ્ય વચનો કો ! ૧૫
હતી આ હિંદમાં તેજી તમ્હારાથી અહો દેવી !
બનાવો વ્હાલથી પુનર્ અમ્હારી આશ છે એવી. ૧૬

## મન, મોતી ને કાચ તૂટયાં સંધાય ના.

**કવાલી—**

પડયા ડાઘા જીગરમાં જે કદિ ના ના ભુસાશે તે,
ઘસાશે જો કદિ યુગે હૃદય પણ બાળશે ધીરે. ૧
પડયા છાંટા અરે! ઉરે પડયા તે ના પડયા થાશે,
ફુટયો જે કુંભ ના ફુટયો બને શું તે કદિ કાળે. ૨
ભલે તું લાખથી સાંધે હજારો યુક્તિથી ભાઈ!
રૂઝાશે ઘા હૃદયના હા! જખમનો રંગ ના જાશે. ૩
ન પ્રીતિ મહીં જરા ડાઘો, ન ડાઘાળી બને પ્રીતિ,
બધા એ સ્નેહના ફાંસા નહીં એ સ્નેહની રીતિ. ૪
પડે જો ડાઘ બરણીમાં મુરબ્બો તો નકામો છે,
પડે પ્રીતી મહી શંકા નહીં પ્રીતિ, ધુતારી છે. ૫
ન પ્રીતિ, સત્ય ને શ્રદ્ધા બને વેશ્યા જગતની આ,
જીગરમાં ડાઘ ના લેશો-જશે ના તે જશે ના તે. ૬

---

## ઓ પારિજાતક !

( મ્હેમાનો ઓ પુનઃ વ્હાલાં પધારજો—એ રાગ. )

ઓ પારિજાતક! કરમાવાનું શું ગમ્યું ?
પ્રભુની લીલા ટુંક સમયમાં આદરી,
જીવ્યા કરતાં મરવું વ્હાલું કાં કર્યું ? ઓ. ૧
શું જાણી ત્હેં પ્રભુની લીલા પલકમાં,
અનંત યુગો જાતાં કો ના કળી શકયું. ઓ. ૨
પ્રભુની લીલા અમૃત સરખી જાણવી,
કયાં રડવાનું ? કયાં હસવાનું જાણવું. ઓ. ૩
મૃત્યુ પાછળ જીવન નિર્મેલું દીસે,
મૃત્યુથી તો સુખ દુઃખ શાને આણવું. ઓ. ૪
જીવનથી હસવાનું કોણે ? કેમ કર્યું ?
મૃત્યુ પાછળ રોવું એ શું જાણવું ? ઓ. ૫

---

## અમ્હારો ભિન્ન રાહ.

કવાલી—

મુસાફિર હું ભૂલ્યો રસ્તો, બની હું આંધળો ભટકયો,
અમ્હારા રાહના રસ્તા હતા જુદા હતા જુદા. ૧
ઉઘાડી આંખ મ્હેં જોઈ તમારી વૃત્તિઓ ઝીણી,
તમ્હારા ઈશ્કના રસ્તા જડયા જુદા—પડયા જુદા. ૨
અરેરે! ચાલતાં આવ્યા મહા ઉંડા ઘણા ખાડા,
બચ્યો હું પડતા ત્યાંથી જડયા રસ્તા વળી જુદા. ૩
તમ્હારા આ બધા રસ્તા દીઠા સુના દગાવાળા,
ભટકતાં પાર ના આવે બધા કંટકથી પૂરા. ૪
જીગર ઝેરી છતાં હસવું—હૃદય ખાલી છતાં રોવું,
વચનથી પ્રેમી દીલ હણવું—તમ્હારા એ બધા રસ્તા. ૫

---

## પ્રપંચમાં મ્હાલતી દુનિયા.

કવાલી—

પ્રપંચીરે પ્રપંચી આ બધી દુનીઆ પ્રપંચી આ,
દગાના ફટકા દેતાં મઝાઓ ખુબ માણે છે. ૧
હસે રોતાં હસે ચન્દ્રી હજારો આપદા દેતાં,
જુઓ પેલાં ભ્રમર ભોળાં દગાના જવાળમાં બળતાં. ૨
અરેરે! આ પતંગ પડશે દગાના ફંદમાં સ્હેજે,
હતું તે ના હતું થાશે છતાં એ દીપ ના ડરશે. ૩
અરેરે! આ કુમુદ પ્યારૂં શશીના સ્નેહમાં રમતું,
બીચારૂં સ્હેજ કરમાશે વિયોગે હા! ઝુરી મરતું. ૪
દગો દેઈ ખુશી થાજો તમોને જોઇ મ્હાલીશું,
ખુશીથી હા! અમ્હે મરશુ ત્હમે જો સુખ માનો તો. ૫
દયાના તમ હૃદયમાં તો અમ્હોને દુઃખ શું લાગે?
અમ્હારાં સર્વ તો દુઃખો ખતમ્ થાશે ન કો કાળે. ૬
છતાં આ દુઃખને દુઃખો ગણીને શું દુઃખી થાવું?
જલદ ઉપાય ના કોઇ—રહ્યું છે માત્ર સ્હેવાનું. ૭

સુખોમાં સુખ ઉપરનું-દુઃખોનુ સુખ ઉંડું છે,
દગામાં સુખ માનો તો દગો દેજો દગો દેજો. ૮

## સ્વાર્થ વશ દુનિયા.

દુનિયા અકળ ગતિ ના જાણે મુરખ સૌ મ્હારૂં મ્હારૂં પરમાણે,
આવા ગમનમાં ખપ ના આવે સૌ સ્વારથનાં સાથી,
મિત્ર સગાં ને સ્નેહી સર્વે-પૂર્વ જનમનાં વ્યાધિ. દુનિ. ૧
પત્નિ પોતાની સુખ મેળવવા રાતદિન રઢ લેતી,
માત તાતને ભ્રાતા સઘળાં તજે દુઃખમાં પ્રીતિ- દુનિ. ૨
ધન મેળવવા અંધ બનીને જાળ જુએ ના પંખી,
સપડાતાં પંખી ટલવળશે અરે! મૃત્યુ હા નક્કી- દુનિ. ૩
કામ ક્રોધ ને લોભ મોહાદિ પૂઠે પડયા સૌ યોદ્ધા,
જીત મેળવવા ધર્મ ઢાલ લેઈ મ્હુડો ફતેહના ડંકા- દુનિ. ૪
મનની મનમાં રહી જાવાની-ફોગટ ફેરો થાશે,
નિર્મલ પ્રભુની પ્રીતિ કરતાં-તરો જનમ ઝટ જાશે. દુનિ. ૫

## ખલકનો પ્રેમી થા.

હરિગીત--
ત્યાગી ખલકનો શું થયો? ના મર્મ ત્હેં કલ્પ્યો જરા?
પ્રભુ બાલકોથી ભિન્ન રે'વા માર્ગ શું સુઝયો અલ્યા? ૧
હું બ્રહ્મ, બ્રહ્મ, બ્રહ્મ, કે'તાં જન્મ ત્હારો ઝટ ગયો,
પણ બ્રહ્મજીવન શું હશે તે મૂર્ખ ના સમજી શકયો. ૨
તુજ જન્મ દુનિઆમાં થયો તુજ રૂપ થાવા જાણજે,
ના બ્રહ્મ જીવન ગાળવા જંગલ ઘડયું પ્રભુએ સખે! ૩
સુખ દુઃખ સમ ગણવા મથે મહા કષ્ટ વેઠી જંગલે,
એ હઠ યોગે મોક્ષ મળવો સ્હેલ ના ના હે સખે! ૪
વળી મોક્ષ શું-આનંદ શું તે જાણતો તું ના જરા,
એ મોક્ષ મેળવવા મથે રસ્તો ભુલ્યો તું હે સખા! ૫

વિચાર કૃષ્ણ શંકરે જંગલ વિના શું શું કર્યું,
શી રીત દયાનંદ ગુરૂએ મોક્ષમાં પગલું ભર્યું. ૬
જ્ઞાન તો અપરોક્ષનું લઇ મોક્ષ મેળવવા મથો,
એ મોક્ષ જીવનમાં મળે મૃત્યુ પછી પણ જાણજો. ૭
એ મોક્ષ એ આનંદ છે–એ સર્વ સુખનું સ્થાન છે,
એ મોક્ષમાં ગુંજાર કરવા દેવ પણ બાથો ભરે. ૯
ત્યાગી ખલકનો શું થયો—પ્રેમી ખલકનો થા અલ્યા !
એ વિકટ રસ્તાથી મળે, સુખ જાણજે અમર સદા. ૧૦

---

## મોંઘા મ્હેમાન.

**ભજનની ધૂન--**

અમ્હે તો મોઘા મસ્ત મ્હેમાન જગતના મોંઘા મસ્ત
મ્હેમાન—ટેક.
ઘડી હસનારા, ઘડી રોનારા, ઘડી ગંભીર થાનારા,
એ ઘડીની મ્હેમાનીમાં-અજબ ખેલ કરનારા— અમ્હે. ૧
લોભ મોહમાં ઘડી ફસનારા, ઘડી ત્યાગ કરનારા,
નવ નવા કૈં રંગ બતાવી, આખર દેશ જાનારા—અમ્હે. ૨
મ્હેંમાનીમાં મસ્ત બનીને, ઉંધો માર્ગ લેનારા,
દેશ દેશાંતર ડંકો બજાવી-આખર સત્ય જોનારા—અમ્હે. ૩
મ્હેમાની કુરબાન કરીને લાખો વરસ ઉંઘનારા,
એક પલક નિદ્રાથી જાગી ધાર્યું કામ કરનારા— અમ્હે. ૪

---

## ક્ષમા.

**ગઝલ. કવાલી—**

ક્ષમા શી રીતથી મળશે, કર્યાં જો કામ બહુ ખોટાં,
વિચાર્યું લેશ ના ઉરે પછી ફોગટ શું રોતા ? ૧
ન વાવ્યું બીજ સારૂં ને ચહો શું મિષ્ટની ઇચ્છા ?
છૂટયાં જે બાણ પાછાં તે કહો શી રીતથી વળતાં. ૨

દયાને ન્યાયની રીતિ-મહીં ભિન્ન ભાવ હોયે ના,
કરે માફી-નહીં ન્યાયી-દયાળુ શીદ તો કે'તા ? ૩

ખરો ન્યાયી કરે શિક્ષા-દયા ત્હોયે ત્યજે ના-ના,
દયા ને ન્યાયના મર્મો-નહીં જુદા નહીં જુદા. ૪.

નથી શિક્ષા ભૂલો માટે-થયું તે ના થયું થાશે,
વધુ ભૂલો થકી બચવા-દયાવત્ હોય છે શિક્ષા; ૫.

ન રાખી લેશ પરવાને, થયા માંદા કદિ ભાઇ !
બચાવા માંદગીમાંથી-કટુ ઔષધ દે ભાઇ ! ૬.

ઠગાયો ભૂપ પૃથ્વીરાજ-ક્ષમાનો અર્થ ના જાણી,
ગઇ સૌ હિંદની તેજી-દયાના કુંડમાં ડુબી. ૭.

ત્યજી દો કામ ભૂડાંને-ક્ષમા પ્હેલી મળી રે'શે,
ક્ષમાનાં પાત્ર સદ્‌ભાવો-ક્ષમા સ્હેજે મળી રે'શે. ૮.

દયા ને ન્યાયના ફલને, ક્ષમાનું રૂપ પિછાણો:
કરી સત્કર્મને ભાઇ ! ક્ષમાની આશ કૈં રાખો. ૯.

---

## વૈદિક ગુરૂને નમસ્કાર.

જે જન વૈદિક ભાવ બતાવે, લોભ મોહાદિજ દૂર કરે વળી,
નૂતન પંથથી દૂર રહે, નિજ વૈદિક ધર્મ ગણે ખુબજ્ઞાની;
ભારતવર્ષનું ધ્યાન ધરે મન, નૈષ્ઠિક કર્મ કરે સત્સંગી,
તે ગુરૂને નમતાં સુખ થાશે-અન્ય જતાં ઉપને દુઃખ ભારી. ૧.
દુઃખી જીવોપર ક્રોધ કરે નહીં-સંત અસંત સમાન ગણે વળી,
સ્વાર્થ તજી નિજ કર્મ કરે દિનરાત દુઃખી જનને શીખ દેઈ;
ત્યાજ્ય કરે જડ દેવ ઉપાસન, એક મહાપ્રભુને, પ્રભુ માને,
તે ગુરૂને ચરણે નમતાં જન, સ્હેજ તરે ભવસાગર ભારે. ૨.
ગોરખને ગુરૂ માને જનો કૈં કોઇ કબીર ગણે બહુજ્ઞાની,
કોઈ દિગમ્બરને ગુરૂ માને-કોઈ હશે શિવનો વળી ધ્યાની;
કોઇ ભજે મુરતી પ્રભુ જાણી, કોઈ કહે પ્રભુ છે નહીં કયાંહી,
મોહ અગાધ કરે દૂર જે જન, એજ ખરો ગુરૂ વૈદિક સ્વામી. ૩

મોહ અગાધ પયોનિધિમાં વળી વૈદિક વ્હાણુ મુકે અતિભારી,
ભારત દીન દુઃખી જન વ્યાકુલ, જે થકી પાર કરે નરનારી;
પરમાર્થ કરી ચિત્ત રાજી રહે-પ્રભુને નિજ આત્મતણું બલ જાણે,
તે નરને ગુરૂ ઉરથકી ગણી વંદન, હો! હો! વારંવારે. ૪

## બંસી.

ગરબો—

બંસી બજાવો દીનાનાથજીરે લોલ,
બંસી બજાવો પ્રભુ પ્રેમનીરે લોલ;
દોરવા પ્રભુ નિજ ધામજો— બંસી. ૧
બંસી બજાવો રૂડા રાગનીરે લોલ,
પ્રેરવા બુદ્ધિ શુદ્ધ કામજો— બંસી. ૨.
બંસી રૂડી બજાવજોરે લોલ,
અંતરનાં ખોલવા શાન જો. બંસી. ૩.
બંસી બજાવો શુરા સુરથીરે લોલ,
અંતરનાં ખોલવા ભાનજો— બંસી. ૪.
બંસી બજાવો પ્રભુ સ્નેહથીરે લોલ,
કરવા જનમ દૂર નાથજો— બંસી. ૫.
બંસી બજાવો પ્રભુ વ્હાલથીરે લોલ,
અંતરનાં દુઃખ દુર થાયજો— બંસી. ૬.
બંસી બજાવો પ્રભુ ઉરનીરે લોલ,
અંતરનાં ખોલવા દ્વારજો— બંસી. ૭.
વારી વારી નિત્ય કહું નાથજીરે લોલ,
બંસી બજાવો વારંવારજો— બંસી. ૮.

## નર્મદા વિષે.

હરિગીત—

રંગીઆમણી ગુજરાતનું તું નાક દેવી નર્મદા!
સૃષ્ટિ તણા ભંડારનું તું રત્ન મોંઘું મૂલધા,

શાણી વહે તું એક ચિત્તે સ્હેજ ના કૈં બોલતી,
કો મૂર્ખને ધમકાવવા ઘુઘુ કરીને ઘુઘવતી. ૧.

રે સ્નેહની તું સામ્ય મુરતી ક્રોધ દ્વેષે ના કરે,
તુજ શીયળ સાચવવા મથે એ ગુણ સઘળે ઝળઝળે;
કો દુષ્ટ બુદ્ધિ જોરથી તુંપર ધસે ઘમસાણથી,
એ દુષ્ટને સંહારવા સિંહણ તરીકે તલપતી. ૨.

સૌ પ્રાણીઓ તુજ પયનથી અહર્નિશ આનંદ પામતા,
દુઃખી મનુષ્યો સ્હેજમાં તુજ રૂપથી ગર્કી જતા;
કૈં મહાત્મા દુર દેશથી નિજ વાસ તુંપરતો કરે,
ગુજરાતને શોભાવવા હે દેવી! તું ચિંત્વન ધરે. ૩.

લાખો મનુષ્યો દૂરથી તુજ રૂપ જોવા આવતા,
તે સર્વનો સત્કાર કરતી પ્રેમદેવી નર્મદા!
પશુ પંખીને તું બહુ ગમે આશ્રય સૌને અર્પતી,
તુજના સમી દુનિઆ મહીં બીજી મળે ના કો સખી. ૪.

દુર્ભિક્ષવેળા નર્મદા! ડગમગ થતી તું ના જરા,
ધીમાશથી આલ્હાદ કરતી લોકને તું પ્રેમદા;
પ્રભુજ્ઞાનનો અનુભવ કરન્તી લોકને સમજાવતી.
શુદ્ધ તત્વને વરસાવતી, ગુણગાન કરતી દામિની. ૫.

તુજ નાથને મલવા લહે નિજ શયનમાં સૂવા ચહી,
ઉત્સાહથી તુજ નાથના સૌ તીવ્ર વચનો સાંખતી,
પતિને ગણે પ્રભુ તુલ્ય દેવી! સત્યવ્રત સંભારતી,
એ સર્વ માટે પૂજ્ય છે તું નર્મદા દુનિઆ મહીં. ૬.

---

## તરનાર કોણ છે?

**ભૈરવી-ગઝલ—**

જ્ઞાન કર્મોપાસના વિણ તરનારા કોણ છે!
મોક્ષને લાયક નહીં એ તરનારા કોણ છે? ૧

જ્ઞાની મહાજ્ઞાની બન્યા પણ કર્મ અવળાં આદર્યાં,
જ્ઞાનમાં રમનાર એવા-તરનારા કોણ છે ?—જ્ઞાન ૨

રાજા થવું સૌને ગમે પણ રાજ્ય શું જાણે નહીં,
તો રાજ્ય મળતાં રાજ્યમાં યશ પામનારા કોણ છે— ૩

કર્મ કરનારા હશે શુદ્ધ કર્મને જાણે નહીં,
કીચમાંથી મોગરો લેનાર એવા કોણ છે—જ્ઞાન. ૪

જ્ઞાનથી કર્મો કર્યાં પ્રભુ પ્રેમને પ્રીછયો નહીં,
એ પ્રેમને પ્રીછયો નહીં તો તરનારા કોણ છે—જ્ઞાન ૫

કર્મ ભૂંડા આદરી સ્તુતી કરે ફોગટ મથી.
એ ભાટની ભાટાઇથી તરનાર એવા કોણ છે—જ્ઞાન ૬

સુખ શું જાણે નહીં ને સુખ મેળવવા મથે,
તેજને જોનાર એવા આંધળાઓ કોણ છે—જ્ઞાન ૭

---

## દ્વૈતાદ્વૈત.

उपजाति—

રખે અરે ! વાદળી દોડતી તું,
સામર્થ્ય ત્હારૂં અજમાવવાને;
રે ચપલા બ્હેન રમતી રખેને,
સમશેરનો ખણખણાટ કરતી. ૧

આવા ગડેડાટ શોભે ત્હને શું,
હે વાદળી નાથ ! ક્રોધી થઇને ?
રે ! સૈન્ય ત્હારૂં રમખાણ માંડે,
ને જગતમાં વ્યાપ્ત હવું તિમિર. ૨

પક્ષી બીચારાં સઉ ભાગતાં કૈં
આશ્રય લેવા તરૂ ભીંતમાં વા;
પણ શાન્ત એ રાજન્ રૂઠતો ના,
દયા તણો સાગર જાણું ત્હેને ૩

## હવે વારિનાથ કહે છે.

રે દિન મ્હેલાં મમ પાસ આવી,
કહ્યું અરે સાંભળ વારિનાથ !
" તું લાવ પુત્રી મમ ભ્રાત માટે "
" સુખી થશે એ રહી નિજ સાથ. " ૪

આથી ચઢયો ગર્વ મ્હને અપાર,
તર્કો વિતર્કો ઉપન્યા ઘણાક.
ને માનથી મ્હેં મુખથીજ ભાખ્યું,
નવદેઉં કન્યા તુજ ભ્રાતને હા ! ૫

શુણી અરે ગર્વ વચન મ્હારાં,
ક્રોધે ભરાયો નૃપ ભાનુ એતો,
ન પૂછતો કૈં, ન કે'તો મ્હને કૈં,
ચાલી ગયો મુજ કન્યા લઈને; ૬

મમ પુત્રીને હા ! ગમતું હતું એ,
પણ શર્મથી ના બોલી શકી કૈં,
જોડાવી દીધી નિજ ભ્રાત સાથે,
ને વાત ઉડી મમ પાસ આવી, ૭

શુણી થયાં લોચન રક્ત મ્હારાં,
વળી ભાન ભૂલ્યો ક્રોધે કરીને;
શું મુજ કન્યા લઈ આમ ચાલ્યો,
બાહુ તણું બળ દેખાડતો એ ? ૮

માટે કરૂં આજ બળહીન એને,
મ્હોચાડું સ્વર્ગ વળી આજ નિશ્ચે;
ઉઠયો કરી ગર્જન ક્રોધથી હું,
હુંકાર-દીધો મમ સૈન્યને, ને ૯

કહ્યું " અરે ! ઓ વીર મુજ બાહુ ! "
" તમ ભ્રાત આજે યુધ્ધે ચઢે છે "

" છે લાજ મ્હારી તમ ઉપરે, ને "
" જીતો વળી જશ લેવો અરેરે. " ૧૦
કે'તાં પડી ત્રાડ રે! કારમી ત્યાં,
આકાશ પૃથ્વી થથરી ઉઠયાંને,
ડંકા તણે નાદ, પર્વત તુટયા,
કો બાપડા મૃત્યુ મહીંજ નાઠા. ૧૧

એવી રીતે સૈન્યને સાથ લેઇ,
યુદ્ધ ચઢયો ગર્જતો મ્હાલતો કૈં,
મમ સૈન્યમાં ન્યુન ઉત્સાહ ન્હોતો.
પણ સિંહની સાથ કરી શકે શું ? ૧૨

સામર્થ્ય સઘળું ત્યાં વાપર્યુંને
હૃદયાગ્નિ રૂપે ઉર્મી કુદન્તી;
ત્હોયે કશું ના મન ધારતી એ,
ગંભીર મુરતી અટ્ટ હાસ્ય કરતી. ૧૩

થાકયા અમે ને નવ થાકતો એ,
જોઈ પડયો હું ભ્રમ જાલમાં ત્યાં,
એવા મહીં વાયુ–મમ ચિત્ર આવ્યો,
છુપો હસીને મુજને કહે છે. ૧૪

" રે ભ્રાત ! આશું માંડયું તમ્હે તો, "
" વિચાર ઉંધો ઉપન્યો અરે શું ? "
" એ સિંહ સ્વામી બહુ દૂર રે'છે, "
અયોગ્ય આ યુદ્ધ શું આદર્યું રે ? " ૧૫

" ને તુજ કન્યા પરણાવી દીધી, "
પરણાવી તે ના પરણી થશે શું ! "
આવું શુણી હું લજ્જિત પામ્યો,
ને માન મૂકી મનમાં રીઝાયો. ૧૬

પછી કર્યો મ્હેં વળતો વિચાર,
સંધી કરી ભાવ દેખાડું એને;

સંધી થઇને સુખીયાં થયાં ને,
પ્રાબલ્ય મ્હારૂં બમણુંજ વાધ્યું, ૧૭
પણ ભ્રાત ત્હેનો કપુત ઉઠયો,
ને ભ્રાતનું માન જોઈ શકયોના;
ઉપકાર ત્હેનો ભૂલી ગયો ને,
લ્હડાઈ રીતિ મનમાં વિચારી, ૧૮
મમ પુત્રીને તે ગમતું નહોતું,
નિજ નાથ લીધે બોલી શકીના;
ને માન માટે લડાઇ માંડી,
સામર્થ્ય સૌએ સઉ અજમાવ્યું. ૧૯
લ્હડાઇ જામી ઘમસાણ ચાલ્યું,
પણ ભ્રાત ત્હેનો રૂઠે કદિના;
બાલક પિતાનો છો બાલ ખેંચે,
પણ બાલ સાથે ગુસ્સે થશે ના. ૨૦

અજ્ઞાનથી પુત્ર કઠોર થાએ,
પિતાતણું લોહી હમેશ બાળે;
પણ પુત્રનું તે ભલુંજ ઇચ્છે,
જ્ઞાની પિતાની સુવાંચ્છના એ. ૨૧

ભાઇ લ્હડે સ્વાર્થ માટે છતાંયે,
જ્ઞાની હશે તો મન ના લહે કૈં;
જો શબ્દથી વાગ્પ્રહાર મારે,
ક્ષમાવતી છેદન શું થશે ના? ૨૨

પછી કહ્યું મ્હેં "હે મેઘરાજ!"
"રે! ભ્રાત ત્હારો રૂઠે કદિ ના;"
"અખુટ બલનો એ સિંહ સ્વામી"
"ભર્યો ઘડો શું ઢળશે કદિયે?" ૨૩

"થાકી ગયો તું મમ પોઠ આજે"
"દયાળુ સ્વામી હસતો હજુયે;"

" આ યુદ્ધ છોડી જા શર્ણ ત્હેને, "
" લ્હડાઇથી ના વળશે કદિ કૈં. " ૨૪
રે માનવી ! સુખ શાન્તિ મહીં છે,
લ્હડાઈનું મૂળ હમેશ કાપો;
લ્હડાઈથી શાશ્વત સુખ ક્યાં છે ?
લ્હડાઈનું ફળ લ્હડાઈ જાણો. ૨૫
રે ! રાજ્યલોભે ખુની થયેલા,
સુતા શુણ્યા શું સુખથી કદિયે ?
અન્યાયથી કામ કીધાં હશે તો,
તૈયાર રે'જો ફલ તેવું સ્હેવા. ૨૬
શાન્તિ તણો માગ સ્હેલો મળે છે,
શાન્તિ થકી સુખ સૌને મળે છે;
લ્હડાઇનું મૂળજ દુઃખ છે તો,
લ્હડાઇનાં ફળ દુઃખો પ્રમાણો. ૨૭
કજીઆતણું મ્હોં હમેશ કાળું,
દુધે ધુઓ ત્હોય રે'શે નઠારૂં;
રે દૂર ન્હાસો દૂર દૂર ન્હાસો,
કંકાસથી સૌ દૂર દૂર ન્હાસો. ૨૮
અજ્ઞાનથી કો કજીઓ કરે તો,-
સંભાળથી મૂળ જડથી નિવારો;
જામાત મ્હારો સમજી ગયોને,
નિજ ભ્રાત પાસે ક્ષમાજ યાચી. ૨૯
દયાતણો સાગર ડોલતો એ,
ઉઠી કહ્યું ' સાંભળ મુજ બન્ધુ;
પ્રેમી કને ના કદિ માગવાનું,
જ્યાં માગવાનું તહીં પ્રેમ ક્યાં છે ? ૩૦
રે સ્નેહીનો સ્નેહ હમેશ સાચો,
દુઃખો થકી ના કદિ પ્રીટવાનો;

જળમાં પછાડો કૈં લાખ બુધાં,
છતાંય જળના નવ ભાગ થાશે. ૩૧
ક્યાં માગવાનું—કહીં યાચવાનું,
જો આત્મમાં પ્રેમ વરસી રહ્યો તો;
જુદાઈ પડદો બાળી પ્રજાળો,
એ પ્રેમમાં કાંઇ અદ્ભુત શક્તિ. ૩૨
સંસારનું રાજ્ય પ્રેમે ટકેલું,
ને પ્રેમથી તુજ અગ્નિ બુઝાયો;
જુદાઇ પડદો ભસ્મી રહ્યો તો,
ક્ષમા તણી રાહુ જોવીજ શાને. ૩૩
ક્ષમા મળી છે તુજને હમેશાં,
પછી ક્ષમા ક્યાં રહી યાચવાની?
જામાત મ્હારો શુણી હર્ષ પામ્યો?
આભાર અશ્રુ વહી ગયાં કૈં. ૩૪
ઘણા વહ્યા કૈં દિન શાન્તિમાં, ને
પછી થયું શું શુણ માનવી તે;—
સભા ભરીને નૃપ ભાનુ બેઠો,
તહીં મેઘ આવી ઉભો રહ્યો ને. ૩૫
એકાન્તમાં ભ્રાત બન્ને મળીને,
વૃષ્ટિતણું લગ્ન નિર્માણ કીધું;
સભામહીં વાત સર્વે કહીને,
હર્ષે કરી સૌ ગર્જી ઉઠયાં ત્યાં. ૩૬
વૃષ્ટિ સખીને ગમતું હતું એ,
ને વાતમાં વિઘ્ન હતું કંઈ ના;
નિર્માણ કીધું મમ સાથ લગ્ન,
તૈયાર રે'વા વિનતિ કરીને. ૩૭
મુહુર્તે નીરખી વાજાં વગાડયાં,
ને લગ્નનો દિન સમીપ આવ્યો;

આકાશમાં રેલ ચમકી રહી કૈં,
ને હર્ષ સૌના ઉરમાં ન માતો. ૩૮

સુકાં હતાં ઝાડ લીલાં બન્યાંને,
વાયુ કુદેને રમતો ફરેને;
શ્રમથી ઝરે સ્વેદ ઝ્હાડો મહીંથી,
સુગંધ અરપી પૃથ્વી હસેને. ૩૯

નિહાળતાં મોર ટૌકા કરેને,
પાંડવનો નાદ ગંભીર લાગે;
ગાનાર ગાએ જોનાર જુવે,
આનંદ આનંદ જગમાં જણાયે. ૪૦

પરણી ઉઠયાંને કામે વળ્યાં સૌ,
વૃષ્ટિ થયાં નિજ ગૃહે જવાને;
હૈયામહીં હર્ષ ઉભરાઈ જાતો,
રજા લઈ ઠાઠથી નીકળ્યાં એ. ૪૧

ઉતાવળાં તે મગવાજ દોડે,
શ્વાસે ભરાતાં પણ થાકતાં ના;
કો હાસ્ય કરતાં લજ્જીત પામે,
ધીમે વહે પણ ઉભાં રહે ના. ૪૨

હજાર વિઘ્નો વચ્ચે નડે પણ,
કળે ખસેડે-ગણતાં કદિ ના;
ઉલ્લાસ મુજને હતોજ એવો,
ક્યારે મળે મુજ પ્રિય સરિતા ? ૪૩

ના ચેન પડતું રમતો કુદન્તો,
ઘડીક હર્ષે ખુબ હાસ્ય કરતો;
પળો વહે તે યુગો પ્રમાણુ,
દેખું ન તેથી મનમાં મુઝાતો. ૪૪

એવા મહીં હા! ખખડાટ શુણ્યો,

ને પ્રેમઘેલી દીઠી અહા! મ્હેં;
ગરજી ઉઠયો હું ગર્જી સતી એ,
મુજ બાથમાં એ લપટાઇ ઉભી. ૪૫

મીઠાશ પોતે દૂર ફેંકી દીધી,
ખારાશ મ્હારી ગ્રહી સુખેથી;
હું જેમ કે'તો કરતી સતી એ,
હુંમાં મળીને મમરૂપ એ છે. ૪૬

ભાગી થઈ એ મમ ભાગ્યની હા!
સુખ દુઃખમાં બેઉ સાથે રહેતાં;
સમાનભાવે પ્રકટેજ સ્નેહ,
ને સ્નેહનો લાભ બન્ને તણો છે. ૪૭

હશે જુદા જે કદિ એક કાળે,
ગુણે કરીને નમશે અજાણે;
ગુણો થકી હા! એકી ગણાશે,
પણ કાય ત્હોયે વિવર્ત રે'શે. ૪૮

અમ્હે મળ્યાં ને, ભળી ગયાં ને,
અણુ છતાંયે વિવર્ત રે'શે;
મીઠી હતી જે સરિતા અહાહા!
મમ ગુણ ધારી ભળી ગઇ ને. ૪૯

ગુણો મળ્યા ના—નકીં એક થાશે,
અણુ હતા એ છે આજ એ-એ;
જગતમાં જીવ એવા ઘણેરા,
ગુણે કરી એકજ રૂપ થાશે. ૫૦

પિતા ગણે પુત્રને નિજ રૂપ,
પણ જીવ ત્હોયે વિવર્ત રે'શે;
પ્રેમે ગણાશે જીવનુંજ ઐકય,
પણ જીવ રે'શે હતાજ તેવા. ૫૧

રાજ્યો મળે ને સંધી ગણાયે,
પ્રેમે કરી સુખ શાંતિ મહીં રે’ !
ને રાજ્ય સૌનું સૌ પાસ રે’શે,
ને ઐકયથી કામ સૌનું સુધરશે. ૫૨.

## પારાધિ.

મન્દાક્રાન્તા—

રે પારાધિ ! ક્રુર હ્રુદયના તીર તું ફેંકતો ના,
આ પંખીને કુદરતી મધુ ગીત ગાવા અરે દે !
શી રીતે તું હ્રુદય સુખ લે જીવના જીવ લેઇ,
ને શી રીતે અમર સુખની આશ રાખે કૃતઘ્ની. ૧

એ પંખીનાં મધુર ગીતડાં ધ્યાનમાં લે જરી તું,
એ પંખીના મધુર ટહુકા શુભ લે શુણુ ભાઈ !
ના ભરતો તું તુજ ઉદરને પંખીના શ્વાસથીરે !
ના ભરતો તું તુજ જીગરને પંખીના શાપથીરે ! ૨

રે ! એ પંખી કુદરત તણી સુખની છાંયમાં છે,
રે ! એ પંખી પ્રભુકર તળે સુખની લ્હેરમાં છે;
નાના તેથી તુજ ઉદરના લોભથી મારતો તું,
નાના તેથી તુજ જીગરને ઝેરથી સીંચતો તું. ૩

પાપી ત્હારા ક્ષણિક સુખને માન દેતો જરા ના,
પાપી ત્હારા ક્ષણિક સુખથી દંશ દેતો અરે ! ના.
જેજે પંખી તુજ કર વડે મૃત્યુને વશ થાશે,
તેતે પંખી સહ કુટુંબથી શાપ દેશે ત્હને તો. ૪

એ શાપોના બલવડે પ્રભુ ! ખાક કરશે, કૃતઘ્ની !
એ પાપોના જરૂર બદલા છોડશે ના તને કૈં,
રે ! ઓ પાપી ! મધુર ગીતડાં શુણલે શુણલે તું,
એ પંખીના પ્રભુ યશતણાં ગાન લે ધ્યાનમાં તું. ૫

## પ્રીતિ.

शार्दुलविक्रीडित—

પ્રીતિ નીતિ જોઈ બધા જગતની મિત્રો ઘણારે મળ્યા,
પ્રીતિ પ્રીતિ સૌ કહે મુખ થકી ચંચલ પ્રેમી બધા;
કાચો રંગ ભલે બને ચળકતો, ના ના રહે તે સદા,
તેજસ્વી વીજળી ઝબક કરતી પલ્કે ધરે શાંતતા. ૧

शिखरीणी—

ભલે લોકો પૂજે અમુક વ્યક્તિને પ્રભુ ગણી,
ભલે લોકો બોલે અમુક નામોને સ્મરી સ્મરી;
ભલે લોકો ફુંકે "હૃદય અમ પોષ્યાં રસ થકી,"
છતાં તેઓ ઝેરી "મધુર રસ" ના ના મળે જરી. ૨

मन्दाक्रान्ता—

આવું આવું નીરખી સઘળે, ત્હોય ભોળા બને સૌ;
પ્રીતિ બાંધી કળકળી રૂવે આગ લાગે વળી જ્યાં;
ભોળા મ્હારા તમ હૃદયને અર્પશો ના અરેરે!
ને અર્પોતો વિકટ રસતા સ્નેહના જાણજોને. ૩

---

## શાન્ત કયાં બનું?

वसंतंतिलका—

મ્હેં દુઃખડાં બહુ સહ્યાં જન સાથ માંહી,
આનંદના અટપટા પણ ખેલ જોયા;
રોયો, હસ્યો, ગણગણ્યો જહીં જેમ ફાવ્યું,
આ દિલની ધુંધવતી રહી ઝાળ ત્હોયે. ૧.
રે દુઃખના રૂદનથી નવ શાન્ત હુંતો,
રે સુખના છલકતા ઉદધિ નકામા;
લોકો રૂવે કળકળી-દિલમાંહી ઠંડા,
શી રીતથી જગતમાં સુખી દુઃખવાલા? ૨.
સુખના ભ્રમણમાં ફરતો ફરૂંછું,

"ઘેલો" કહે જન સહુ, પણ ના લહું હું;
જ્યાં જ્યાં ભમું તહીં તહીં પ્રીતિઠામ દીઠા,
ના ત્યાં અનિલ લહરી મધુ–શાન્ત લાગી. ૩.
પાછો ફરૂં દુઃખી થઇ, પણ ના ડરૂં હું,
એ દુઃખને સુખ ગણી ભ્રમણો ભમું છું;
જ્ઞાતી તણું ગહન જ્ઞાન મ્હને રૂચે ના;
ને ધર્મના દમદમા દુઃખ નવ કાપે. ૪.

---

## સ્ત્રીનું ખરૂં સૌન્દર્ય અને તેથીજ શાન્ત.

वसंत तिलका—

સૌન્દર્ય તુજ સઘળું પ્રિય ના મ્હને કૈં,
ના ઓષ્ઠના ચુંબનથી અરે! શાન્ત હું તો,
ના કોમળા કરવડે દુઃખ જાય નાસી,
એ ગાલ એ નયનથી વધુ લોભતો ના. ૧

રે! પ્રેમને મધુ નહીં શશી મુખ ત્હારૂં,
રે! પ્રેમને મધુ નહીં કટી સિંહ જેવી,
ના પ્રેમને ચળકતાં નયનો ભીંજાવે,
ના પ્રેમને ચળકતા તુજ ગાલ પ્યારા. ૨

સૌન્દર્ય તુજ સઘળું વીખરાઈ જાશે,
કો દિ સમય વહેતાં કદરૂપ થાશે;
ના પ્રેમના ઉદધિમાં કંઇ ફેર હોશે,
ના પ્રેમની લહરીઓ કદિ શાન્ત હોશે. ૩.

હા! એજના ભ્રમણમાં ફરતો ફરૂં છું.
એ પ્રેમના ઉદધિમાં રમવા ચહું છું,
મ્હારૂં જીગર તહીં શાન્ત થશે અહાહા!
ને દુઃખને ઠલવતાં વધુ શાન્ત થાશે. ૪.

---

## પ્રિયાને સંબોધન.

**ગરબો.**

વ્હેલી આવને સલુણી પ્રિયા મ્હાયરીરે લોલ. (૨)
રૂમઝુમ રૂમઝુમ રૂમઝુમ પ્રેમે પાની ઠોકતીરે જો. વ્હેલી ૧.
પગ નાજુક સુંવાળા કદળી સમારે લોલ,
વેગે આવને રસીલી રંગ માણવારે જો— વ્હેલી. ૨.
નાભી કુંડમાં ભર્યો છે મેવો મીઠડોરે લોલ,
વ્હેછે રસ મીઠો આવ વ્હાલી ! ચાખવારે જો. વ્હેલી. ૩.
કટી સિંહ સમી સ્નેહથી મરોડતીરે લોલ
વ્હાલી ! આવને મધુરી તરસ છીપવારે જો— વ્હેલી. ૪.
છાતી કુંભસ્થળ સમાન દીપે દામિનીરે લોલ,
હૃદયકમલ કુમદચંદ્ર જોઈ ઓપવારે જો— વ્હેલી. ૫.
લાંબી ડોક મયુર સમ મીઠી ટૌકતીરે લોલ,
થનગન થનગન થનગન આવ શ્યામા નાચવારે જો. વ્હેલી. ૬.
કોયલ સુર ઝીણો પ્રેમથી વરસાવતીરે લોલ,
મીઠડી આવને ગલીકુંજમાં રસ ઝીંકવારે જો. વ્હેલી. ૭.
દંત: કુંદકળી પુષ્પ સમા ઓપતા રે લોલ;
તારૂણી દોડ અધરામૃત સ્નેહે અર્પવા રે જો— વ્હેલી. ૮
વક્ર નાસિકા વળી છે શુકના સમી રે લોલ;
જોઈ મોહે મ્હારૂં મન પ્રીતડી સુંઘવા રે જો— વ્હેલી. ૯
ગુલાબી ગાલ જોબન માટ છે સોહામણા રે લોલ;
વેગે આવ-દોડી આવ મીંટડી મારવા રે જો—વ્હેલી. ૧૦
ભ્રકુટી ધનુષ નયન બાણ છૂટાં છોડતી રે લોલ;
વેગે આવ-વ્હાલી ! શાંત હૃદય પાડવા રે જો—વ્હેલી. ૧૧
કપોલ અર્ધચન્દ્રાકારે દીપે દામણું રે લોલ;
મધ્યે તીલડી દીપે વાહ ! સખી રળીઆમણી રે જો-વ્હેલી. ૧૨
કાળી નાગ વેલ વેણી રૂડી શોભતી રે લોલ;
સેંથા ચાલ જોઇ ચમકે ચપળ વીજળી રે જો—વ્હેલી. ૧૩

ચમ્પક વરણી કંચન કાય ત્હારી કામિની રે લોલ;
શય્યા પુષ્પની બીછાવ પ્રીતમ ભેટવા રે જો—વ્હેલી. ૧૪

મધુર મધુર સુંદર સમીર મ્હેકે મ્હાલતો રે લોલ;
રજની જાય સજની દોડ પીયુ પેખવા રે જો—વ્હેલી. ૧૫

---

## કવિ ખીલે છે ને ખીલાવે છે.

ઉર્મીગીત--

કરે કવિતા કવિજન કોઇ:
પોતે ખીલે જગ્ત ખીલાવી:
સંસાર સુકાન ધરી નિજ કરમાં:
વ્હે છે પૂર વેગે:— ૧.

દુ:ખીઓનાં દુ:ખડાં કાપે છે:-
સુખીઓને તે સચેત કરે છે:
અખંડ સુખનો માર્ગ બતાવી:
ચાલે તે પંથે:— ૨.

પ્રેમીને પ્રેમપંથ બતાવે:
વિકટ માર્ગનો ભય બતાવે:
છતાંય કિંમત આંકી ત્હેની:
નિજરૂપ થાવા કે': ૩.

જગ્તને મૂર્ખા મિથ્યા કે'છે:
મિથ્યા જાણી પંથ ભૂલે છે:
પણ સંસારનો સાર બતાવી:
દેખાડે સત્ય વ્હેન: ૪.

મસ્ત રહે કવિ સત્ય વચનમાં
શિર જાય છતાં રમે ના અનૃતમાં:
ભય ધરે માનવ તણો ના:
માત્ર ડરે પ્રભુથી: ૫.

સત્યાસત્યનો વિવેક કરીને:
સત્ય ચહે ને-સત્ય કરીને:
તે માર્ગમહીં પ્રભુથીજ ડરે ના:
માનવથી ડરશે કેમ ! ૬.

કે'છે કવિઓ શુણુ અય માનવ:
મનુષ્ય થઇ ના બન તું દાનવ:
હૃદયતણે પંથે ચાલે તો:
તો ભય શાનો છે ! ૭.

કુદરત એજ કૃશાંગી ત્હારી:
કુદરત એજ જનેતા ત્હારી:
કુદરત એજ ગુરૂવર ત્હારા:
જા કુદરત ખોળે ! ૮.

અર્પે કુદરતને યદિ માન:
જાણી કુદરતને નિજ જાન:
પડઘમ બને કુદરત ત્હારી તો:
શું સુખ ઓછું છે ? ૯.

જ્યોતિની જ્યોતિ તુજ પાસ:
અખંડ અર્પે જ્યોત પ્રકાશ:
જ્યોતિમાં જ્યોતિ મળતી તો:
ક્યાં અંધારૂં છે ? ૧૦.

કવિતણું જીગર ઝેરી ના:
જ્યોત જુએ ને-કો વેરી ના:
વ્યાપક જ્યોત બધેય જુવે છે:
તો પછી દુ:ખ શું છે ? ૧૧.

# ભિષ્મ પ્રતિજ્ઞા.

**માલિની—**

ખળ ખળ ખળ વ્હે છે શ્યામ યુવા યમુના,
ઝળ ઝળ ઝળ ઝળકે સૂર્યના બીમ્બથી હા!
સમ સમ સમ વાયે વાયુ વેગે અતિશે,
ટઉ ટઉ ટઉ ટૌકે કોઇ પંખી તરૂએ. ૧

**શિખરીણી—**

અહા! આ વેળાએ રમત કરતો શન્તનુ મહા,
ચઢી અશ્વે આવ્યો રમત કરતો ગેલ કરવા;
કુદાવે દોડાવે ઘડીક નચવે અશ્વને, અને-
વળી વિશ્રામો લે-નયન સરિતામાં સ્થિર કરે. ૨

**શિખરીણી—**

અહા! એવામાં ત્યા નજરે પડી કન્યા અવનવી,
અને લોભાયોરે! નૃપતિ મન મોહ્યું પ્રણયથી;
છતાં ના બોલાયું, નૃપતિ દીલ દાઝયું કમકમી,
અરેરે! શી રીતે હૃદય દુઃખ ટાળી પણ શકે. ૩

કહે કન્યાને તે "કવણ નરની બાલક અતી,
"કહે ત્હારૂં નામ કવણ ધંધાવત્ રહે અહીં;"
કહે બાલા "શુણો ભૂપતિ! મુજ નામ સરસ્વતી,"
"પિતા મ્હારો મચ્છી મુજ ભણી ધરે પ્રેમજ અતિ." ૪

તહાં રાજા ચાલ્યો ત્વરિત પગલે યુવતિ સહ-
પિતા તેના પાસે-દશરજકને ઉત્સહનથી.
વળી વચ્ચે જાતાં વદન કન્યાનું નિરખતો,
અને હરખાતો કેં-શશી સમ જણાતું વદન તે. ૫

**અનુષ્ટુપ્—**

રાજાને આવતો જોઈ દાશરાજ ઉભો થયો,
સત્કાર ભૂપને દેઈ કન્યા સાથ ઉભો રહ્યો. ૬
કહો કેમ પધાર્યા છો? આંગણું પાવન કર્યું,

આજ્ઞા હું રંકના જેવી અર્પો ઉત્સુક હું બહું. ૭
ભૂપતિ વળતું તહાં દાશરાજ પ્રતિ કહે,
" છે ત્હારી કન્યકા સાથે વરવાની ઈચ્છા મ્હને. ૮
શરત એકની સાથે દઉં કન્યા હું ભૂપતિ !
ઈચ્છા હોય તો બોલો-લાચાર નહીં તો અતિ. ૯
કન્યાથી ઉદ્દભવે પુત્ર તે તુજ વારસ થાય તો,
સુખેથી પુત્રી અર્પુંછું રાજન્ ! તેહ વિચારી જો. ૧૦

**शिखरीणी—**

શુણી, ના બોલાયું નૃપતિ દીલ દાઝયું કમકમી,
અને કન્યા સાથે ભૂપતિ દીલ ચોંટયું પણ અતિ;
અરેરે ! શી રીતે, પ્રભુ નિયમ તોડી પણ શકે ?
છતાં પ્હેલા પુત્રે અવર હાજન્ ના બની શકે. ૧૧

અરેરે ! રાજાનું જીગર કામાગ્નિ ભડભડે,
છતાં કેવી રીતે શરત અરપી રે પણ શકે;
નિરાશાની સાથે ભૂપતિ વળીઓ ચિંત્વન થકી,
ઉદાસી દેખાએ,-જરજર બન્યો અંતર મહીં. ૧૨

**उपजाति—**

દેવવ્રત બોલ્યો નિજ તાત જોઇ,
" પિતા કહો કયમ દુઃખી દીસો છો ? "
" ભૂપાળ સરવે તાબે થયા છે "
" છતાં કહો કયમ દુખી જણાઓ ' ? ૧૩

" કહે તહાં શાન્તનુ રાય " બેટા ! "
" નથી મ્હને રાજ્યનું કાંઈ દુઃખ "
" તૂં રણશુરો-રણમાં ઝઝુમે "
" પછી પિતાને નવ હોય દુઃખ. " ૧૪

" છતાં વદે ધર્મવાદીન લોકો "
" ના તાત પામે સુખ એકે સુતે "
" યદિ રણમાં તું ખપી ગયો તો "

" રે રાજ્ય સંધુ વિખરાઇ જાશે. " ૧૫
" મ્હને નથી આંતર કાંઈ ઇચ્છા "
" પણ આજ વાતે દીલ મુજ દાઝે "
" કળી ગયો દેવ બધીજ વાત,
" જઇ પછી સૂત કને કહે છે. ૧૬
" રે સૂતભાઇ ! કહોને તમે તો, "
" મુજ તાતનું દુઃખ શી રીત જાયે; "
" કહે તહાં સૂત " હે મુજ બન્ધુ ! "
" તુજ તાતનું દુઃખ તુંમાં રહ્યું છે. " ૧૭
" ગયા હતા નૃપ શિકાર માટે "
" તહાં દીઠી દાશ કન્યા ચકોરી "
" ને, તાત ત્હેના પાસે જઇને ".
" દર્શાવી ઇચ્છા વરવા તણી ત્યાં. ૧૮
" કહ્યું ગુહેશે, દઉં કન્યકા હું, "
" યદિ પુત્ર ત્હેનો વારસ થાયે; "
કહો " પિતા ક્યમ આવાત માને, "
" ન્યાથી ત્યજે ન્યાય ના નિજ સ્વાર્થે." ૧૯

**શિખરીણી--**

અહા ! આવા ન્યાયી ભૂપતિ હોશેશું જગતમાં,
સહેછે દુઃખોને, પણ ન ત્યજતા ન્યાય કદિયે;
પ્રજા એ પોતાનું જીવન સમજીને જગતમાં,
લહે છે સુખોને તૃણવત્ બધાં આપદ્ સમે. ૨૦

**શાર્દુલવિક્રીડિત—**

જેવા રાજા હોય છે જીવનમાં તેવી પ્રજા હોય છે,
ન્યાયીઓ નિજ ન્યાયના બલવડે ખેંચે જીવન સર્વનાં;
જે જે ઇચ્છા હોય છે મહદ્ તે માટે થવું લાયક;
સદ્ભાવોના પાત્રમાં ચમકશે મીઠાં ઝરણુ ઓપતાં. ૨૧
પિતાના ગુણ પુત્રમાં પ્રસરતાં, દીપાવે પિતૃકુલ,

જો પિતા નિજ પુત્ર માટ મરતા, પુત્રો શું જોઇ રહે?
સત્યેશ હરિશ્ચંદ્રરાયે સત્યથી ખોયું બધું રાજ્ય ને,
શું ત્હેના પુત્રે નથી પરહર્યું જીવનપિતા માટરે? ૨૨
રાજા દશરથ ભૂપના હૃદયમાં ન્હોતા, રઘુવીર શું?
ને રામે શું ચૌદ વર્ષ વનમાં રે'વા નહોતું ચહ્યું?
રે! હા! શન્તનુ ભૂપનું હૃદય જો પાઠક! કેવુંજ છે!
ને તેથી તું કલ્પ દેવ વ્રતનું જીગર કેવું હશે! ૨૩

**અનુષ્ટૂપ—**

આમંત્રણ કર્યું દેવે દાશરાજ ગુહેશને,
સભામાં આવવા માટે ભાવથી આદર કર્યો. ૨૪

**શિખરીણી—**

ખરે જે ચાહે તે જરૂર કરશે રાય જગમાં,
અને સત્તાથીજ અરર! કરશે કેર જગમાં;
બિચારી પ્રજાનું જીવન લૂટતા ક્રુર નૃપતિ,
ભલે મ્હાલે કિન્તુ નરક મહીં વાસ જરૂર છે. ૨૫

**શાર્દુલ વિક્રિડિત—**

કિન્તુ શાણા ભૂપતિ ન મનથી દુભાવે પ્રિય પ્રજા,
વેદોના ધાર્મિક પથે પ્રચલતા–ધાર્મિક જીવન ગાળતા;
કન્યા ગુહેશ તણી ન સ્વપ્ને ઇચ્છા વિના વ્હોરવી,
એવા ધાર્મિક નૃપતિ કંઇ હશે? હે શન્તનું ધન્ય છે? ૨૬
સભામાં ઉભો થઈ અને કહે દેવ "શુણો હે ગુહેશ!"
"દો કન્યા મુજ તાતને, શરત હું પાળીશ નિશ્ચે થકી;
આવાં વાચક શુણતાં અહહહ! વિસ્મય પામી સભા,
ના પામે ક્યમ તાત માટ જહેણે અર્પણ કીધું બધું. ૨૭

**માલિની—**

પણ ભીલ પતિ કેરૂં મન માને જરી ના,
કરે અનેક વિતર્કો દેવ સામુંજ જોઈ;
અને ઘડીભર તેય શાન્ત ચિત્તે ઉભોને,
પછી કહે શુણ દેવ વાત એક કહું હું. ૨૮

વસંત તિલકા—

વિશ્વાસ છે પ્રબલ તુજ વચન માંહીં
પણ રાજ્યમાં ખટપટો કંઈ એક જામે;
હે દેવ! રાજ્ય મનથી યદિ તું ત્યજે પણ,
ત્હારી પ્રજા ક્યમ ત્યજે નિજ સમૃદ્ધિ આ. ૨૯
આવાં વચન શુણતાં ગરજી ઉઠીને,
પિતૃ સુખે પછી વદે તે દેવનો દેવ,
" સાંભળજો જગતના સઉ સભ્ય દેવો!"
" ને સૂર્ય, ચંન્દ્ર જગના અહર્નિશ સાક્ષી!" ૩૦
" અય અગ્નિ દેવ! વાયુ! મમમિત્ર! ગુરૂ!"
" અય જગ્તના પરમદેવ પ્રભુ કૃપાળુ!"
" આજે શપથ તમ આગળ લેઉછું કે"
" પાળીશ જીંદગી સુધી શુદ્ધ બ્રહ્મચર્ય." ૩૧
" ને જો કદિય સ્ત્રીનો કરૂં સંગ તો, તો
" લાખો વરસ નરકે મુજ વાસ થાજો."
હા! સર્વ સભ્ય વિસ્મય પામ્યાજ શુણી,
ને, ધન્ય! ધન્ય! કહેતાં હર્ષાશ્રુ લાવ્યા. ૩૨

---

## કામની કદર નહીં ત્યાં શું?

વસતંતિલકા—

જ્યાં કામની કદર નહીં તહીં કામ શું છે?
જ્યાં કામની કદર નહીં ત્યાં શું બને છે?
કામો હજાર કરશો ઉત્સાહથી ત્હોય,
એકાદ ભૂલથી બનો પણ ધુળધાણી. ૧
માથી ઢળ્યું દુધ અહા! ગણશે અજાણે,
વહુથી ઢળેલ દુધ મહા ઉત્પાત કરશે;
કીંમત કામની જરા જ્યાં નહીં રહેલી,
ત્યાં શું રહેલ જન સૌ વિંચારજો હા! ૨

શાર્દુલ વિક્રિડિત—

અંધાધુંધી રહેલ ત્યાં ખરે અને માની તણા આંધળા,
બીજાની પરવા નહીં કદી કરે જો લાભ થાએ જરા;
મ્હોટાની શરમો ભરી ગરીબને મારી કરે ટુકડા;
રાજી થાય વગો કરી મન થકી જુઓ હદે શી વ્યથા ? ૩

---

## પ્રભુએ પ્રેમ કોને અર્પ્યો ?

ભજનની ધૂન—

પ્રભુ પ્રેમ કોને અર્પ્યોરે ! પ્રભુ પ્રેમ કોને અર્પ્યોરે !
શોધી શોધી થાકી પડીઓ—
ત્હોય ન જડતો રે........પ્રભુ. ૧

હું પ્રેમી છું, હું પ્રેમી છું સર્વે કહેતાં રે !
સખે ! હા ! સર્વે કહેતાં રે,
પણ સ્વારથનો કીડો ચળતાં;
પ્રેમી મટતાં રે.......પ્રભુ. ૨

માત તાતને ભ્રાતા પત્ની પ્રેમી જગમાંરે !
સખે ! હા ! પ્રેમી જગમાંરે,
સ્વારથ સુધી સગપણ સાધી;
પ્રેમી મટતાં રે........પ્રભુ. ૩

આંતર પ્રેમી કોઈ નથી મળતું, શોધી થાકયોરે !
સખે ! હા શોધી થાકયો રે,
સમરથ સ્વામી પરમાર્થી વિણ;
પ્રેમ ન મળતો રે........પ્રભુ. ૪

ભૂત માત્રને નિજ સમ ગણીને સત્યથી ચાલે રે !
સખે ! હા ! સત્યથી ચાલેરે,
પરદુઃખ માટે જીવન અર્પે;
તે　પ્રેમીરે, પ્રભુ પ્રેમ ત્હેને અર્પ્યોરે. ૫

# અધ્યાય ૧૩ મો.

## શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ત્રીજા ષટકનું સમશ્લોકી ભાષાંતર.

### શ્રીકૃષ્ણ કહે છે.

अनुष्टुप्

આ શરીરને, કૌન્તેય ! ક્ષેત્ર તું પરમાણજે,
ક્ષેત્રને જાણનારાને ક્ષેત્રજ્ઞ સખે ! જાણજે. ૧
ક્ષેત્રજ્ઞ પ્રભુને જાણ સર્વ ક્ષેત્ર તણો સખે !
ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું જ્ઞાન જ્ઞાત છે બધું મુજને. ૨
ક્ષેત્રના સૌ સ્વભાવોને, વિકારો ભિન્ન ભિન્ન જે,
ક્ષેત્રજ્ઞના પ્રભાવોને, સંક્ષેપ્તે શુણુ હે સખે ! ૩
રૂષીલોકે બહુ ગાયું—છન્દોએ બહુ વર્ણવ્યું;
નિશ્ચિત યુક્તિવાળાં સૌ, બ્રહ્મસૂત્ર પદે કહ્યું. ૪
મહાભૂતો, અહંકાર, અવ્યક્ત બુદ્ધિ વળી,
અગીઆર ઇન્દ્રિયો ને સૌ પંચ ઇન્દ્રિય ગોચર. ૫
ઇચ્છા, દ્વેષ, સુખ દુઃખો, સંઘાત, ચેતના ધૃતિ,
એ સર્વ ક્ષેત્રના ગુણો વિકારી ટુંકમાં જ છે. ૬
માન ને દંભનો દ્વેષ, અહિંસા, ક્ષાંતિ, નિષ્કપટ,
ગુરૂમાં ભાવના, શૌચ, ધૃતિ ઇન્દ્રિય નિગ્રહ. ૭
ઇન્દ્રિયોમાં ન કૈં ઇચ્છા; અહંકાર નહીં, અને
જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, દુઃખ, દોષાનુદર્શન. ૮
સ્ત્રીપુત્ર ગૃહ આદિમાં—મગ્ન મમતા લેશના,
ઇષ્ટાનિષ્ટ પ્રાપ્તિમાં કલેશ કોદિ હોય ના. ૯
પ્રભુની યોગથી ભક્તિ—બીજાની પરવા નહીં,
એકાન્ત દેશની ઇચ્છા, પ્રેમના જનપદ મહીં. ૧૦
અધ્યાત્મ જ્ઞાનમાં યોગ, સ્વાધ્યાય તત્વજ્ઞાનમાં;
જ્ઞાન ક્ષેત્રજ્ઞનું આ સૌ—અજ્ઞાન બાકીનું બધું. ૧૧

જાણવા યોગ્ય કહું છું જે જાણતાં મુક્તિ મળે;
અનાદિ છે બધું બ્રહ્મ–સત્યાસત્ય નહીં ખરે. ૧૨
સર્વત્ર હાથ પગ ત્હેને, ચક્ષુ, શિર, મુખ સૌ જગે,
સર્વત્ર કાન છે, લોકે સર્વ વ્યાપ્ત કરી રહે. ૧૩
જ્ઞાત ઇન્દ્રિય ગુણોએ–ના કો ઇન્દ્રિય તેહને,
સર્વધા, ગુણ ભોકતા એ, નિર્ગુણ, બન્ધન વિણ એ ૧૪
ચરાચર, દૂર, સામીપ્ય, બ્હાર અંતર પ્રાણીની,
સૂક્ષ્મમાં સૂક્ષ્મ હોવાથી, દુર્વિજ્ઞેય ગણાય તે. ૧૫
ભૂતોમાં તે વિભાગીના, વિભક્ત જેવો ત્હોય છે,
સર્વ ભૂત તણો સ્વામી, લયોત્પન્ન કરનાર એ. ૧૬
જ્યોતિયોનીય જ્યોતિ એ, અજ્ઞાનથી પર બ્રહ્મ છે,
જ્ઞાનવત્, જ્ઞાનથી જ્ઞેય, હ્દેમાં પ્રભુ સ્થિર છે. ૧૭
ક્ષેત્ર, જ્ઞાન, અને જ્ઞેય, ટુંકથી વર્ણન કર્યાં
જાણી તે પ્રભુનો ભક્ત, પામશે પ્રભુ ભાવને, ૧૮
પ્રકૃતિ પુરૂષ બન્ને અનાદિ વળી જાણજે,
વિકારોને ગુણોને તું અવ્યક્તોત્પન્ન જાણજે. ૧૯
કાર્ય કારણ કરવામાં પ્રકૃતિ મુખ રૂપ છે,
જીવાત્મા સુખદુઃખોનો ભોક્તા હેતુ ગણાય છે, ૨૦
પ્રકૃતિમાં રહી જીવ ભોગવે પ્રકૃતિ ગુણો,
એ ગુણ સંગને માટે ઉંચનીચ યોનિ મળે. ૨૧
સાક્ષી, કર્મફલદાતા, ભર્તા, ભોક્તા, મહેશ્વર,
આ દેહમાં વળી રે'છે, પરમાત્મા પુરૂષ પર ૨૨
જાણે જે મહેશ્વરને–ગુણ સાથ અવ્યક્તને,
સંસારમાં સર્વથા તો એ, જન્મ ફિર ધરે નહીં. ૨૩
ધ્યાનથી કો વિભુ જુવે, કોઇક સદ્બુદ્ધિ થકી,
કોઇક જ્ઞાન કે યોગે, કોઇક નિષ્કર્મો કરી. ૨૪
શુણી ક્ષેત્રજ્ઞ પાસેથી, કોઇક ઉપાસન કરે,
વૈદિક માર્ગ ગ્રહવાથી, મૃત્યુને પણ તે તરે. ૨૫

સ્થાવર, જંગમ ને સત્વ, જે જે ઉત્પન્ન થાય છે,
ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ સંયોગે તે સૌ અર્જુન ! જાણજે. ૨૬
ઈશ્વર સર્વ ભૂતોમાં એક રસ રૂપે રહે,
નાશમાં છે અવિનાશી, દેખે તે શુદ્ધ દેખતો. ૨૭
ઇશ્વર સર્વ વ્યાપી છે યથાર્થ જેમ દેખતાં,
પોતાનો નાશ ટાળીને, મુક્તિ માનવ પામતાં. ૨૮
સ્વભાવથી બધાં કર્મો ઉદ્ભવે એમ જાણતાં,
પ્રભુને કર્મના કર્તા માને નહીં, નિશ્ચે થતાં. ૨૯
સર્વ ભૂતો પ્રભુમાં છે–લય ઉત્પન્ન કાલમાં,
જાણતાં બ્રહ્મની સ્થીતિ–મુક્તિ માનવ પામતાં. ૩૦
પરમાત્મા નિર્વિકારી, અનાદિ, નિર્ગુણ અને,
શરીરોમાં રહે ત્હોયે–કર્તા અને સંગી નહીં. ૩૧
સર્વ વ્યાપક આકાશ સૂક્ષ્મથી સંગી નહીં,
શરીરોમાં રહેલો એ પ્રભુ પણ સંગી નહીં. ૩૨
એકજ સૂર્ય સમ્પૂર્ણ, તેજસ્વી જગને કરે,
પ્રકૃતિ ને પ્રભુ તેમ તેજસ્વી ભારત ! કરે. ૩૩
ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનો ભેદ જાણે અંતર ચક્ષુએ,
નિષ્કામ કર્મથી જીવો, મુક્તિ માર્ગ ગ્રહે સુખે. ૩૪

---

## અધ્યાય ૧૪ મો.

### શ્રીકૃષ્ણ કહે છે.

શ્રેષ્ટ સર્વોત્તમ જ્ઞાન કહુ છું ફરીથી ત્હને;
જાણીને સૌ મુનિ લોકો મોક્ષમાં અહીંથી ગયા. ૧
એજ જ્ઞાનથકી વર્તી મુજ પેઠે યોગી બને;
તે જન જન્મ ના લેતા, નાશમાં દુઃખી ન. બને. ૨
બ્રહ્માધિન મહાભૂત–યોનિમાં ગર્ભ મૂકે છે;
ઉત્પતિ સર્વ પ્રાણીની જેથી ભારત થાય છે. ૩

સર્વ યોનિથી અર્જુન ! ઉત્પન્ન જે જે થાય છે,
તેમાં ભૂત અને બીજ દેનારો પ્રભુ એજ છે. ૪
સત્વ, રજ, તમોગુણ, સમ્ભવે પ્રકૃતિ થકી,
અવિકારી જીવાત્માને બાંધે તે સખે ! દેહમાં. ૫
તેમાં સત્વ છે નિર્મલ, પ્રકાશક દુઃખ વિણને
સુખને જ્ઞાનના સંગે બાંધે છે જીવને સખે ! ૬
રાગવાલો રજોગુણ, તૃષ્ણા સંગથી સમ્ભવે,
જીવને કર્મના સંગે બાંધે છે ગુણ હે સખે ! ૭
અજ્ઞાનથી તમો ગુણ–મોહવશ કરી સૌને,
પ્રમાદાલાસ્ય નિદ્રાથી બાંધે છે જીવને સખે ! ૮
સત્વથી સુખછે ભાઈ !—રજો કર્મ કરાવતું;
તમો જ્ઞાનને ઢાંકી પ્રમાદાદિ જગાવતું. ૯
રજસ્તમો દબાવીને, સત્વ પ્રાધાન્ય ભોગવે,
રજસ્સત્વ પરે તમો તમો સત્વ પરે રજસ્. ૧૦
દેહના સર્વ દ્વારોમ. પ્રકાશે જ્ઞાન ‡જ્યાહરે,
સત્વગુણ વધેલો છે જાણજો વળી †ત્યાહરે. ૧૧
ઇચ્છા લોભ કર્મારંભ પ્રવૃતિ, અજીતેન્દ્રિય;
રજોગુણ વધેલાનાં–ચિન્હ ભારત જાણજે. ૧૨
મોહ, પ્રમાદ, અજ્ઞાન, કર્મમાં આલસ વળી,
તમોગુણ વધેલાનાં–ચિન્હ અર્જુન જાણજે. ૧૩
સત્વગુણ વધે ત્યારે દેહ ત્યાગ કર્યા પછી,
ઉત્તમ જન્મ પામે છે દેહધારી નિશ્ચે થકી. ૧૪
રજોગુણ વધે ત્યારે કર્મયોનિ પમાય છે,
તમો ગુણ વધે તેથી નીચ યોનિ પમાય છે. ૧૫
સારાં કર્મનું સાત્વિક નિર્મલ ફલ કે'વાય છે,
રજોનું દુઃખ દાયિક–તમો ફલ અજ્ઞાન વત્. ૧૬
સત્વથી જ્ઞાન છે ભાઈ રજો લોભ કરાવતું,
મોહ, પ્રમાદ, અજ્ઞાન તમો ગુણ જગાવતું, ૧૭

‡ જ્યારે. † ત્યારે.

સાત્વિક ઉર્ધ્વમાં જાયે-મધ્યમાં રાજસી રહે,
તામસી નીચ ગુણોએ નીચયોનિ મહીં રહે. ૧૮
જ્યારે જીવ ગુણોનાથી અન્ય કર્તા નહીં ગણે,
મમ તાત્પર્ય્યે જાણે તે-પ્રભુને પર જાણતાં; ૧૯
પ્રકૃતિના ત્રણે ગુણો ઉલ્લંઘે જીવ જે પલે,
જન્મ મૃત્યુ જરા દુઃખો છોડી મુક્તિજ ભોગવે. ૨૦

### અર્જુન કહે છે.

કેવા હેતુ વડે સ્વામી આ સૌ ગુણ ત્યજાય છે,
ઉલ્લંઘવા ગુણોને કો' શું આચાર કરાય છે. ૨૧

### શ્રીકૃષ્ણ કહે છે.

સત્વગુણ રજો ગુણ તમોમાં સખે પાંડવ !
નહીં દ્વેષ પ્રવૃત્તિએ નિવૃત્તિએ નહીં ઈચ્છા. ૨૨
ઉદાસી પેઠે રે'વુંને ગુણથી ખસવું નહીં,
ગુણમાં સ્થિર રે'તાંયે ચેષ્ટામાં પડવું નહીં. ૨૩
સુખને દુઃખમાં સ્થિર, લોહ કાંચન સમ, અને
નિન્દા સ્તુતિ, પ્રિયાપ્રિય, તુલ્ય જાણી ડગે નહીં. ૨૪
સરખા મિત્ર શત્રુને-માન ને અપમાન ના,
સકામ કર્મનો ત્યાગી ગુણાતીત કે'વાય છે. ૨૫
અનન્ય ભક્તિ યોગથી સેવા જે, પ્રભુની કરે,
તે ગુણોને ઉલ્લંઘીને મુક્તિ યોગ્ય બને જશે. ૨૬
પ્રભુને અમૃત ખાણ-નિત્ય શાશ્વત વેદની,
ધર્મ, એકાન્તિક સુખની પ્રતિષ્ઠા પરમાણજે. ૨૭

---

## અધ્યાય ૧૫ મો

### શ્રીભગવાન્ કહે છે.

ઉર્ધ્વમૂલ અધોશાખી નિત્યા નિત્ય સંસાર છે,
પાંદડાં વેદ જેનાં છે જાણે તે જ્ઞાની ખરો. ૧

ઉંચનીચ જેની શાખા ગયેલી,
ગુણોથી પુષ્ટ, વિષય પલ્લવી,
કર્મોરૂપી મૂલ સંસારમાંહી,
ઇતસ્તતઃ છે પ્રસરી રહેલું. ૨

આવૃક્ષનું રૂપ જડતું નથી, ને,--
આદિ સ્થિતિ અંત મળતાં નથી; ને,--
વૈરાગ્ય શસ્ત્રે સંસારનું મૂલ;
જડથી નિવારો દૃઢ આત્મભાવે. ૩

પછી પ્રભુપદ છે શોધવાનું,
જે પામવાથી પુઃન આવૃત્તિના;
એવી રીતે પ્રાપ્ત હું છું પ્રભુને;
જે ઇશથી વૃક્ષ વિસ્તાર પ્રાચીન. ૪

ના માન, મોહ, નહીં સંગ, દોષ;
નિવૃત્ત કામ તત્પર પ્રભુમાં;
સુખદુઃખ ક્રોધાદિ દ્વન્દોથી મુક્ત,
અમૂઢ, અવ્યય-પ્રભુ પદ પામે. ૫

તહીં સૂર્ય પ્રકાશે ના, ભાસે ના શશી પાવક,
આવૃત્તિ જ્યાંથી હોયેના, તે મ્હારૂં પર ધામ છે. ૬
સંસારના સઉ જીવો સનાતન પ્રભુ અંશ છે,
પ્રકૃતિકૃત્ મન છઠ્ઠું ખેંચે છે જીવને બધે. ૭
જીવ જ્યારે શરીરોને, પામે ને છોડે વળી,
પુષ્પગંધી વાયુ પેઠે ઇન્દ્રિને ગ્રહી જાયછે; ૮
કાન, નેત્ર, ત્વચા, જીભ, નાસિકા અને મનનો,
કરી આશ્રય જીવાત્મા-ભોક્તા વિષયોનો બને. ૯
દેહીને-દેહત્યાગીને-ભોકતાને-ગુણબંધીને-
મૂઢ લોકો નહીં જાણે-જાણે છે જ્ઞાન ચક્ષુષી. ૧૦
યત્નથી જીવને યોગી દેખે છે સ્થિર દેહમાં,
મૂઢ-વિવેક વિનાના, દેખેના પણ યત્નથી. ૧૧

અખીલ આ જગતને, પ્રકાશે સૂર્યે તેજ જે,
ચંદ્રને અગ્નિનું તેજ પ્રભુનું સમજો બધું. ૧૨
પૃથ્વીમાં પેસી પ્રાણીને સ્વતેજે ધારણ કરે,
પોષે છે ઔષધી સર્વે બની સોમ રસાત્મક. ૧૩
પ્રાણીને દેહ આશ્રિત વૈશ્વાનર થઇને કરે,
પ્રાણ અપાન વાયુવત્ ચારે અન્ન પચાવે છે. ૧૪
સઉ જીવમાંહી પ્રભુ સ્થિર છે, ને
એનાથી છે સૌ સ્મૃતિ, જ્ઞાન, અજ્ઞાન;
વેદો તણું જ્ઞાન બધું એજ છે ને,
એ વેદ કર્તા—એજ વેદ વિત્તા. ૧૫
સંસારમાં પુરૂષો બે ક્ષર અક્ષર નામના,
ક્ષર સર્વે પ્રકૃતિને, અક્ષર નિર્વિકાર છે. ૧૬
શ્રેષ્ઠ પુરૂષ બીજો છે, ધર્તા—અવ્યવ—ઇશ્વર
ત્રણે લોકમાં છે ને પરમાત્મા કે'વાય છે. ૧૭
ગુણાતીત પ્રભુ એ છે અક્ષરથી ઉત્તમ વળી;
આ લોક વેદમાં તેથી—પુરૂષોત્તમ કે'વાય છે. ૧૮
એવી રીતે પ્રભુને જે જ્ઞાની ને ઉત્તમ ગણે,
સર્વવિદ્ સર્વ ભાવોથી, ભારત તે ત્હેને ભજે ૧૦
ગુહ્યમાંનું ગુહ્ય જે આ શાસ્ત્રી અર્જુન! મ્હેં કહ્યું,
જાણવાથી કૃત કૃત્ય, બુદ્ધિમાન્ જીવ થાય છે. ૨૦

---

## અધ્યાય ૧૬ મો.

### શ્રીકૃષ્ણ કહે છે.

અભય, મનની શુદ્ધિ, દૃઢતા જ્ઞાન—યોગમાં,
દાન, દમ અને યજ્ઞ, સ્વાધ્યાય, તપ, નિષ્છલ. ૧
અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, મૃદુભાવ,
દયા, લજ્જા, અચાપલ્ય, અલોલુપ્તા, અપૈશુન. ૨

તેજ ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ–અભિમાનના,
સાત્વિક વૃત્તિ વાળાના–ભારત ! એ ગુણ હોય છે. ૩
દંભ, ગર્વ, અભિમાન, ક્રોધને કટુ ભાષણ,
અજ્ઞાનાદિ બધા દોષો, નીચના સખે ! હોય છે. ૪
સાત્વિક ગુણથી મોક્ષ, બન્ધન આસુરી વડે,
અર્જુન ! શોચતો નાતું–તું દૈવી ગુણવત્ છે. ૫
આ લોકે દૈવી–આસુરી–બે પ્રકારી મનુષ્ય છે,
દૈવી વિસ્તારથી ગાયું–આસુરી શુણ હે સખે ! ૬
પ્રવૃત્તિને નિવૃત્તિને અસુરો નહીં જાણતા,
શૌચ, આચાર ને સત્ય, તે પણ તે જાણે નહીં. ૭
અસત્ય, વ્યવસ્થા વિણ–જગતનો કર્તા નથી,
અન્યોન્ય કામ હેતુથી–સૃષ્ટિ આ સરજાઇ છે. ૮
એવા નાસ્તિક ભાવોથી, અલ્પને નષ્ટ બુદ્ધિવત,
ક્રુરકર્મી, અપકારી, જગનાશ માટે ઉદ્દભવે. ૯
ફસી દૂષ્પુર કામોમાં–દંભ માન મદમાં પડી,
મોહથી જૂઠ વાતોમાં, વર્તે મલીન વ્રતવત્. ૧૦
ઉપાસે અસીમ ચીંતા, નાશ તક બની રે'તી,
કામો પભોગ છે શ્રેષ્ઠ–ધારે છે નિશ્ચે થકી. ૧૧
ફસાતા આશ જાલોમાં, કામ, ક્રોધ પરાયણ,
ચહે છે કામોપભોગ, અન્યાયે ધન સંચીને. ૧૨
આજે પ્રાપ્ત થયું આને, આને પ્રાપ્ત કરીશ હુ,
આ છે ધન વળી મ્હારૂં,–આ મ્હારૂં ફરીથી બને. ૧૩
આ શત્રુને હણ્યો મ્હેંને, હણીશ બીજાને વળી,
ભોગી હું–ઇશ્વર હું છું, સુખી, સિદ્ધ, બલવાન હું. ૧૪
શ્રીમંત હું–પરિવારી હું–મુજ જેવો બીજો નહીં,
પ્રેમ, યજ્ઞ અને દાન કરીશ–અજ્ઞાની કથે. ૧૫
ભ્રમિત બહુ ચિત્તવત્–ફસેલો મોહ જાલમાં,
આસક્ત વિષય ભોગે–પડે છે ઘોર નર્કમાં. ૧૬

સ્તબ્ધ આત્મ પ્રશંસામાં, ગ્રસ્ત ધન મદમાનમાં,
દમ્ભથી નામનો યજ્ઞ-અવૈદિક રીતે કરે. ૧૭
અહંકાર બલ ગર્વ, કામને ક્રોધજ વડે,
દ્વેષ આત્મપર દેહે-પ્રભુનો નિન્દક કરે. ૧૮
તે નરાધમ દ્વેષીને,-ક્રુર,-અશુભ કર્મીને,
ફેંકે છે નીચ યોનિમાં-સંસારે પ્રભુ સર્વદા. ૧૯
જન્મોજન્મ મૂઢ એવા,-પડી નીચ યોનિ મહીં,
ખરો માર્ગ ગ્રહેનાને-જાય છે નીચ માર્ગમાં. ૨૦
કામ ક્રોધ અને લોભ, નર્કનાં ત્રણ દ્વાર છે;
કરે છે નાશ આત્માનો, તેથી એ ત્રણ છોડી દો. ૨૧
એ ત્રણ નીચ દ્વારોથી મુક્ત જે જન હોય છે,
આચરી આત્મનો શ્રેય, મુક્તિમાં સખે! જાય છે. ૨૨
વેદ આજ્ઞા ત્યજી દેઇ-વર્તન ઇચ્છાથી કરે,
સિદ્ધિ પ્રાપ્ત કરે ના તે, પામે ના સુખ મુક્તિને. ૨૩
કાર્ય વ્યવસ્થાને માટે-તેથી શાસ્ત્ર પ્રમાણ છે,
જાણી જે વિધિએ આંહીં કર્મ કરવું યોગ્ય છે. ૨૪

---

# અધ્યાય ૧૭ મો.

## અર્જુન કહે છે.

શાસ્ત્ર વિધિ ત્યજી દેઈ શ્રદ્ધાથી દેવને ભજે,
ત્હેની નિષ્ઠા કહો કેવી ? સત્વ, રજ કે તામસી ? ૧

## શ્રીકૃષ્ણ કહે છે.

ત્રણ રીતે મનુષ્યોની શ્રદ્ધા ગુણવત્ હોય છે,
સત્વ, રજ તમોગુણી, ત્હેને તું શુણ હે સખે !
ગુણાનુકૂલ સર્વેની શ્રદ્ધા ભારત ! હોય છે,
જેવા જેના હશે ગુણ શ્રદ્ધાવત્ તેવો જ તે. ૩
સાત્વિક દેવને પૂજે-રાજસ્, બલવત્ પાપીને
પ્રેત, પ્રકૃતિ કેરૂં-તામસી પૂજન કરે. ૪

અવૈદિક દુઃખદાયી-કરે તપ જે માનવી,
કામ, રાગ, બલ દમ્ભ ગર્વ યુક્ત તે હોય છે. ૫
દેહના સર્વ ભૂતોને કરી ક્ષીણ અજ્ઞાની એ;
કરે દુષિત પ્રભુને એ-અસુર બુદ્ધિ જાણજે. ૬
આહાર સર્વનો પ્રિય, પ્રકારી ત્રણ હોય છે,
એમ યજ્ઞ, તપ, દાન—ભેદ તું શુણ ત્હેમનો. ૭
આયુ, સત્વ, બલારોગ્ય—સુખ પ્રીતિ વધારતો,
સ્નિગ્ધ, રસવત્ ને મીઠો—આહાર સાત્વિકને પ્રિય, ૮
કટુ, ખાટો, અતિ ખારો, ઉષ્ણ, તીખો, લુખો દાહી,
દુઃખ શોકાદિ દેનારો આહાર રાજસને પ્રિય. ૯
શીતલ ને રસહીણ, વાસી ને દુર્ગન્ધવત્,
અપવિત્ર, ઉચ્છિષ્ટ ભોજન તામસને પ્રિય. ૧૦
વિના ફલ આકાંક્ષાએ હૃદે નિશ્ચય ધારીને,
આદરે યજ્ઞ વિધિએ—યજ્ઞ સાત્વિક જાણજે. ૧૧
યજ્ઞ ફલ—ઇચ્છાવાળો,—દમ્ભથી કરનારનો,
જાણજે રાજસી યજ્ઞ—ભરતકુલ વિભૂષણ. ૧૨
અવૈદિક શ્રદ્ધાહીન, દાનવિણ, મન્ત્રો વિના,
અન્નાદિ વિના યજ્ઞ,—તામસી કહેવાય છે. ૧૩
બ્રહ્મચર્ય, અહિંસા, ને પવિત્ર સત્વ બુદ્ધિ, ને
પ્રભુ, દ્વિજ, ગુરૂ, ડાહ્યાની—પૂજા શારીર તપ છે. ૧૪
પ્રિય, સત્ય, હિતકારી, બોલવું કટુતા વિના,
વેદાભ્યાસ કરવો એ વાણીનું તપ જાણજે. ૧૫
આત્મતુષ્ટ ઉપકાર, મૌન આત્મ વિનિગ્રહ,
સંશુદ્ધ ભાવના એ સૌ માનસિક તપ જાણજે. ૧૬
શ્રદ્ધાવડે ઇચ્છા ત્યાગી—યોગ્ય માનવથી વળી;
ત્રણે રીતે થતું તપ—સાત્વિક કહેવાય છે. ૧૭
સ્તુતિ, માન, પૂજા અર્થે, દમ્ભાર્થે તપ થાય જે;
અનિત્ય, તુચ્છ ફલદાયી—રાજસી કહેવાય છે. ૧૮

દમ્ભી અજ્ઞાનથી આત્મા,—પરે અહિતાર્થે વળી,
જેજે તપ કરાયે છે—તે તામસ કહેવાય છે. ૧૯
દેશ કાલ પાત્ર જોઈ, બદલાની આશા વિના,
યોગ્યદાન કરાયે તે સાત્વિક કહેવાય છે. ૨૦
બદલાની ઇચ્છાવાળું અથવા ઉદ્દેશ્યવત્ જે,
કલેશથી દાન અર્પાયે રાજસી કે'વાય તે. ૨૧
દેશ, કાલ અને પાત્ર વિનાનું થયું દાન, ને
અસત્કાર, અવજ્ઞાવત્ સૌ તામસ કે'વાય છે. ૨૨
**બ્રહ્મ** નામ **ओंतत्सत्** ત્રણ રીતે કે'વાય છે,
જાણી જે વેદવેત્તાએ વેદયજ્ઞ રચ્યા પૂર્વે. ૨૩
તેથી **ओरम** ઉચ્ચારીને દાન, તપ અને યજ્ઞ;
વિધિ યુક્ત પ્રવર્તે છે સર્વદા બ્રહ્મવાદીમાં. ૨૪
મોક્ષાકાંક્ષી, ઇચ્છા ત્યાગી–યજ્ઞ તપ ક્રિયા મહીં;
**तत् तत्** ઉચ્ચારે છે ભિન્ન દાન ક્રિયા કરી. ૨૫
સત્યમાં, શુભ ભાવોમાં, **सत्** શબ્દ વપરાય છે;
**सत्** શબ્દ શુભ કાર્યોમાં અર્જુન વળી યોજાય છે. ૨૬
યજ્ઞ, દાન, તપમાંની નિષ્ઠા **सत्** કે'વાય છે;
યજ્ઞાદિથી થતું કર્મ **सत्** પણ કે'વાય છે. ૨૭
અશ્રદ્ધાથી થતું કર્મ યજ્ઞ, દાન અને તપ;
ગણાય છે **असत्** પાર્થ ! નિષ્ફલ સર્વ જગેજ છે. ૨૮

---

# અધ્યાય ૧૮ મો.

### શ્રીઅર્જુન કહે છે.

સંન્યાસનું હૃષીકેશ ! ઇચ્છુછુ તત્વ જાણવા,
ત્યાગ કેરૂં મહાબાહુ ! પૃથક્ કેશિનિસૂદન ! ૧

### શ્રીભગવાન્ કહે છે.

સકામ કર્મ ત્યાગને સંન્યાસ કવિયો કહે,
નિષ્કામ કર્મને ત્યાગ બુદ્ધિમત્ લોકો કહે. ૨

દુષિત કર્મને ડાહ્યા ત્યાજવા કૈં એક કહે,
યજ્ઞ, દાન તથા તપને ત્યાગવા કોઈ ના કહે. ૩
ત્યાગની વાતમાં મ્હારો શુણુ નિશ્ચય ભારત !
ત્યાગ નિશ્ચયથી ભ્રાતા ! ત્રણુ રીતે કે'વાય છે. ૪
તપ, દાન અને યજ્ઞ, ત્યાજ્ય ના કરવું ઘટે;
યજ્ઞ, તપ અને દા પાવન દેહીને કરે. ૫
ત્યાગે કર્મનો સંગ ફલ ઇચ્છા વળી ભારત !
ઉત્તમ કર્મ તે જાણુ નિશ્ચય મત મ્હારોજ તે. ૬
નિર્માણુ વૈદિક કર્મોનો ત્યાગ ના કરવો ઘટે,
એ સર્વ કર્મનો ત્યાગ તામસી કે'વાય છે. ૭
કાયકલેશના ભયથી કર્મ દુઃખ જાણી તજે,
રાજસ ત્યાગ તે તેથી ત્યાગ ફલ હોતું નથી. ૮
સંગ ફલ ઇચ્છિા ત્યજી શ્રદ્ધાથી અદરાયજે,
વૈદિક કર્મ એવાને સત્વ ત્યાગ પ્રમાણુજે. ૯
રાગીના શુભ કર્મોમાં દ્વેષી ના અશુભો મહીં;
સાત્વિક ત્યાગી એવા સૌ બુદ્ધિવત્ છિન્નસંશયી. ૧૦
દેહધારી બધાં કર્મો ત્યાજવા અસમર્થ છે,
કર્મફલ ઇચ્છા ત્યાગી ત્યાગી તે કે'વાય છે. ૧૧
અનિષ્ટ, ઇષ્ટને મિશ્ર કર્મનાં ફલ હે સખે !
દેહ ત્યાગ પછી પામે રાજસી–કદિ ત્યાગી ના. ૧૨
સર્વ કર્મ સિદ્ધિ અર્થે સત્ય સાંખ્યે કહેલાં તે,
પાંચ કારણુ અર્જુન ! શુણુ તું મમ પાસથી. ૧૩
દેહ અને દેહધારી, પૂર્વ કરેલાં કર્મને;
વિવિધ ભિન્ન ઇન્દ્રિયોને, પ્રભુ એ પાંચ કારણુ. ૧૪
મન, વચન, કાયાથી, કર્મ આરંભ થાય છે;
શુભ અશુભ કર્મોનાં હેતુ તે પાંચ કારણુ. ૧૫
કેવલ કર્મનો કર્તા પોતે છે એમ માનતો,
અજ્ઞાની, દુર્મતિવાલો સત્ય ના જરી જાણુતો. ૨૬

જેની અહંકૃતભાવી પાપવત્ બુદ્ધિ નહીં;
હણે આ લોકને ત્હોયે, પાપને બંધન નહીં. ૧૭
જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા, ત્રણ કર્મ પ્રવર્તક;
સાધન કર્મને કર્તા ત્રણ છે કર્મ સંગ્રહ. ૧૮
જ્ઞાન, કર્મને કર્તાના—ગુણોના ત્રણ ભેદ જે;
સાંખ્ય શાસ્ત્રે બતાવેલાં, શુણ તે પાસથી. ૧૯
વિભક્તોમાં અવિભક્ત-એક અવ્યયા ભાવને;
સર્વ ભુતો મહીં દેખે જ્ઞાન સાત્વિક જાણજે. ૨૦
ભિન્ન વિધ્ વિધ્ ભાવોયે ભિન્ન ભિન્ન તે ભાવને;
સર્વ ભુતો મહીં દેખે જ્ઞાન રાજસ જાણજે. ૨૧
એક વસ્તુ મહીં દેખે સમ્પૂર્ણ ભાવને, તે સૌ;
મિથ્યા, અલ્પ, યુક્તિહીન, જ્ઞાન તામસ જાણજે. ૨૨
નિષ્કામ કર્મ વિધિવત્ રાગદ્વેષ વિનાનું તે;
ફલ ઇચ્છા વિનાનું તે કર્મ સાત્વિક જાણજે, ૨૩
સકામ કર્મ વિધિવત્ તથા અહંકાર ભાવવત્,
થયેલું ફલ ઇચ્છાથી, કર્મ રાજસ જાણજે. ૨૪
હિંસા, નાશ, અશુભને સામર્થ્ય જોયા વિણ જે;
થાય છે મોહથી કર્મ તામસ તે કે'વાય છે. ૨૫
કર્મફલે અવિકારી યુક્ત ઉત્સાહ ધૈર્યથી;
અસંગી નિરૂઅભિમાની કર્તા સાત્વિક જાણજે. ૨૬
પાપી, હર્ષ શોકયુક્ત, જીજ્ઞાસુ કર્મ ફલમાં;
રાગ, દ્વેષી અને લોભી કર્તા રાજસ જાણજે. ૨૭
ઢોંગી શઠ, હઠીલા ને લૂચ્ચા, આળસુ, મૂઢને,
વિષાદી દીર્ઘ સૂત્રીને-કર્તા તામસ જાણજે. ૨૮
બુદ્ધિ ધ્રૃત્તિ તણો ભેદ ત્રણ રીતે કે'વાય છે,
શુણ પૃથક્ સમ્પૂર્ણ અર્જુન! તું મમ પાસથી. ૨૯
પ્રવૃત્તિ ને, નિવૃત્તિને, શુભાશુભબંધ મોક્ષને,
ભય અભયને જાણે તે, બુદ્ધિ સાત્વિક જાણજે. ૩૦

ધર્મ તથા અધર્મને. કાર્યે અકાર્યે ને વળી,
નિશ્ચયથી ન જાણે તે બુદ્ધિ રાજસ જાણજે. ૩૧
ધર્મને અધર્મ માને, જાણે અન્યથા સર્વને,
એવી બુદ્ધિને અર્જુન ! તામસી કહેવાય છે. ૩૨
મન, પ્રાણ ઇન્દ્રિયોને યોગથી ધારણ કરે,
શુદ્ધ એવી ધૃતિને તું ધૃત્તિ સાત્વિક જાણજે. ૩૩
ધર્માર્થ કામને ધારે ફલ ઇચ્છાથી ભારત !
ઇચ્છાવત્ એવી બુદ્ધિને રાજસ ધૃતિ જાણ છે. ૩૪
વિષાદ ભય ને શોક સ્વપ્ન મદ ધારે અને
ત્યજેના, પ્રાર્થે એવી તે ધૃતિ તામસ જાણજે. ૩૫
સુખ ત્રણ પ્રકારી છે અર્જુન શુણ તું ત્હેમને,
જેમાં અભ્યાસથી લોકો પામે છે દુઃખ અંતને. ૩૬
પ્રારંભે અનિષ્ટ જેવું, પરિણામે અમૃતવત્
આત્મમાં બુદ્ધિથી સુખ, જાણજે સુખ સાત્વિક. ૩૭
પ્રારંભે અમૃત જેવું પરિણામે અનિષ્ટવત્,
કામ, ઇન્દ્રિય સંયોગી સુખ રાજસ જાણજે. ૩૮
નિદ્રાલસ્ય પ્રમાદથી, આરંભે પરિણામમાં,
જીવને મોહવાવાળુ સુખ તામસ જાણજે. ૩૯
દેવના દિવ્ય લોકમાં, આ લોકે એવું કૈં નથી,
સત્વ આદિ ગુણોથી જે હોય છે મુક્ત કોઇ દિ. ૪૦
કર્મ બ્રાહ્મણ ક્ષત્રીનાં વૈશ્યનાં અને શૂદ્રનાં,
સ્વાભાવિક ગુણોથી સૌ હોય છે ભિન્ન અર્જુન ! ૪૧
શમ, દમ, ક્ષાન્તિ, શુદ્ધિ, તપ, સરલતા અને;
જ્ઞાન, વિજ્ઞાન ને શ્રદ્ધા શુદ્ધ બ્રાહ્મણના ગુણો. ૪૨
શૌર્ય, દાક્ષ્ય,ધૃતિ, તેજ યુદ્ધમાં દૃઢતા અને,
દાન, ઇશ્વરમાં ભાવ એ શુદ્ધ ક્ષત્રીના ગુણો. ૪૩
ખેતી, વેપાર, ગોરક્ષા વૈશ્યના ગુણ જાણજે;
સેવા સર્વની કરવી શૂદ્રગુણ પ્રમાણજે. ૪૪

પોતાના કર્મમાં લાગી સિદ્ધિ પ્રાપ્ત કરે જન,
સ્વકર્મે સિદ્ધિની રીતિ શુણુ તું સખે ભારત ! ૪૫
જેનાથી ભૂત પ્રવૃત્તિ છે-છે વિસ્તાર જગતમાં,
ત્હેની સ્વકર્મ પૂજાથી સિદ્ધિ પ્રાપ્ત કરે જન. ૪૬
શ્રેષ્ઠ વિગુણુ સ્વધર્મ શુભ પર ધર્મ છતાં,
સ્વાભાવિક સ્વકર્મોથી પાપ પ્રાપ્ત થશે નહીં. ૪૭
સ્વકર્મ દુષિત હોયે-ત્હોય ના તજવું ઘટે,
દુષિત છે સર્વ કર્મો ધ્રુમ્રવત્ અગ્નિ પેઠે. ૪૮
ત્યાગી કર્મ ફલ સંગે જીતાત્મા-કામના ત્યાગી,
પ્રાપ્ત સર્વોપરિ સિદ્ધિ કરે જન સંન્યાસથી. ૪૯
સિદ્ધિ પ્રાપ્ત પુરૂષોની બ્રહ્મપ્રાપ્ત વિધિ અને
જ્ઞાનની ઉત્તમ નિષ્ઠા, શુણુ અર્જુન ટુંકમાં. ૫૦
રોકીને શુદ્ધ બુદ્ધિથી આત્માને હિંમત વડે,
શબ્દાદિ વિષય છોડી, રાગ દ્વેષ ત્યજી દેઈને— ૫૧
એકાન્તીને મિતાહારી ઇન્દ્રિય નિગ્રહી અને,
નિત્ય અધ્યાત્મ ધ્યાનીને વૈરાગ્ય આશ્રયી તથા. ૫૨
કામ, બલ, અહંકાર, ક્રોધ, દર્પ, પરિગ્રહ,
છોડીને મમતાહીન પામે છે બ્રહ્મ ભાવને. ૫૩
બ્રહ્મગામી પ્રસન્નાત્મા ઇચ્છા શોક કરે નહીં,
પ્રાણી માત્ર સમ જાણે-પામે છે પ્રભુ ભક્તિને- ૫૪
ભક્તિથી પ્રભુ રૂપને જાણે જે ખરી રીતથી,
જાણીને પ્રભુ તત્વોને પામે છે પ્રભુ ભાવને ૫૫
સર્વ કર્મ કરે નિત્યે, પ્રભુનો આશ્રય કરી,
પ્રભુ કૃપા થકી લોકો પામે શાશ્વત્ મુક્તિને. ૫૬
મનથી સર્વ કર્મોનો ત્યાગ ઇશ્વરમાં કરી,
આશ્રય નિષ્કામ કર્મોનો કરી થા-પ્રભુ આશ્રયી. ૫૭
ભક્ત તું પ્રભુ કૃપાથી તરીશ આ સંસારને,
ગર્વથી કદિ માનીશ ખોટું તો ડુબી મરીશ. ૫૮

ગવથી યુદ્ધ ના કરવા કરીશ મિથ્યા નિશ્ચય,
સ્વાભાવિક ગુણો ત્હારા, દોરશે યુદ્ધમાં છતાં. ૫૯
મોહથી આ યુદ્ધ માટે ઇચ્છાતું કરતો નથી,
સ્વભાવથી છતાં ત્હોયે નિશ્ચે યુદ્ધ કરીશ તું. ૬૦
ઇશ્વર સર્વ પ્રાણીના હ્રદેમાં રહે છે સખે!
સંસારમાં બધા જીવો માયાથી ભમતા ફરે. ૬૧
પ્રભુને શરણુ જાતું સર્વ ભાવથી ભારત!
તેની કૃપાથી પામીશ શાન્તિ–શાશ્વત્–ધામને– ૬૨
ગુહ્યમાં ગુહ્ય સૌ જ્ઞાન તુજ માટે મ્હેં વર્ણવ્યું,
કરી વિચાર સર્વેનો યથેચ્છા કરતું પછી. ૬૩
ફરીથી ઉત્તમ શ્રેષ્ટ જ્ઞાન શુણુ મ્હારી કને,
તું વ્હાલો મિત્ર છે તેથી હિતાર્થે કહુંછું ત્હને. ૬૪
**મુજવત્ ભક્ત યાજ્ઞિક, ત્યાગી થા પ્રભુને નમી,**
**કહુંછું સત્યતથી મિત્ર! પામીશ વૈદિક ધર્મને. ૬૫**
**અન્ય ધર્મો ત્યજી દેઇ જા શરણે વૈદિકને,**
**થઇશ પાપથી મુક્ત શોક ના કરતો સખે ! ૬૬**
વિષયીને,—નાસ્તિકને,—શાસ્ત્ર નિન્દકને અને
ઇચ્છે ના શુણવા ત્હેને જ્ઞાન આ કહેતો નહીં. ૬૭
આ ગુહ્ય જ્ઞાન કહી સૌને, આચરશે વૈદિકથી,
પામશે ધર્મને તેથી, એમાં કો સંશય નથી. ૬૮
સંસારમાં એનાથી કો અન્ય પ્રભુ પ્યારો નથી,
સર્વ પ્રાણીમહીં એથી અન્ય પ્યારો થશે નહીં. ૬૯
આપણો ધર્મ સંવાદ વાંચે જે કોઇ ધ્યાનથી,
પ્રસન્ન હું થઇશ ત્હેને જ્ઞાનયજ્ઞ થકી ખરે. ૭૦
આસ્તિક, અનિન્દક જો સાંભળશે આ શાસ્ત્રને,
પામશે શુભ અવસ્થાને દેહત્યાગ પછી જન. ૭૧
એકાગ્ર ચિત્તથી પાર્થ ! આ જ્ઞાન શુણ્યું કે નહી !
અજ્ઞાન મોહનો નાશ થયો કે અર્જુન ! નહીં ! ૭૨

### અર્જુન કહે છે.

મોહ નષ્ટ થયો મ્હારો જ્ઞાન પ્રાપ્ત થયું પ્રભુ !
શંકા દૂર થઇ મ્હારી,—કે'શો તેમ કરીશ હું. ૭૩

### સંજય કહે છે.

એ પ્રમાણે વાસુદેવ—મહાત્મા અર્જુનને,
અદ્ભૂત ને રોમાંચિત સંવાદ મેં સૌ સાંભળ્યો. ૭૪
સ્વયં યોગેશ્વર કૃષ્ણે કહેલા ગુહ્ય જ્ઞાનને,
મહર્ષી વ્યાસ કૃપાથી શુણ્યુ ચિત્તનિરોધવત્. ૭૫
કૃષ્ણ અર્જુન સંવાદ રાજન ! અદ્ભુત જાણજે,
વારંવાર સ્મરી ત્હેને ફરી ફરી ખુશ થાઉં છું. ૭૬
કૃષ્ણનું અદ્ભૂત જ્ઞાન વારંવાર વિચારીને,
થાય છે મ્હને આશ્ચર્ય ફરી ફરી ખુશ થાઉં છું. ૭૭
જહીં યોગેશ્વર કૃષ્ણ જ્યાં ધનુર્ધર અર્જુન !
ત્યાં લક્ષ્મી, વિજય, નીતિ ધન વૃદ્ધિ નિશ્ચે થકી. ૭૮



